ઉત્પન્ન કરવા માટે આવા ખંડોની જરૂર છે. સંતોષકારક કાર્ય પછી શિક્ષકો વર્ગમાં તેવા ખંડોનું ભાષાંતર વિદ્યાર્થીઓ પાસે કરાવે તે ઇચ્છનીય છે.

છેવટે અંગ્રેજી જોડણીના વિભાગમાં શબ્દોનું પ્રમાણ વધાર્યું છે. આમ આ પુસ્તકને જેમ બને તેમ વધારે ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે. જે જે શિક્ષકમિત્રોએ સૂચનાઓ કરી છે તેમનો તેમજ જેમણે મમતાથી આ પુસ્તકને આવકાર આપ્યો છે તે સર્વનો અમે આભાર માનીએ છીએ.

કાગળની સખત મોંઘવારી છતાં અમારી ઇચ્છાને માન આપી સી. જમનાદાસની કું. ના માલિક શ્રી. જમનાદાસ લક્ષ્મીદાસ શાહે મૂળ કિંમત રાખી છે છતાં આ પુસ્તકને સારી રીતે છપાવ્યું છે તે માટે તેમનો આભાર માનીએ છીએ.

તા. ૧-૬-૪૦ }
મુંબઈ }

વિ. જે. કુકસુરીઆ
એ. લ. મજમુદાર.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

શિક્ષક બન્ધુઓ તેમજ વિદ્યાર્થી જનતા સમક્ષ ભાષાંતર શિક્ષિકા મૂકતાં અમને આનંદ થાય છે.

અમારા શિક્ષણ અનુભવથી અમે જોઈ શક્યા છીએ કે ગૂજરાતી ભાષા ઐચ્છિક વિષય તરીકે લેનાર તેમજ અન્ય વિદ્યાર્થીઓ અંગ્રેજી પ્રશ્ન-પત્રકમાંથી ' Paraphrase ' ને બદલે ભાષાંતર જ પસંદ કરે છે. તેમને ગૂજરાતી ભાષાનો પરિચય વિશેષ હોવાથી આવા વિદ્યાર્થીઓને ' Paraphrase ' કરતાં ભાષાંતર જ વધુ લાભદાયી નીવડે એ સહેલાઇથી સમજી શકાય તેવું છે. આજ કારણથી અમે એકજ પુસ્તકમાં બન્ને ભાષાના ભાષાંતર ખંડો મૂકવાનું યોગ્ય ધાર્યું છે.

દરેક કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિ રાખી અમે સહેલા, સામાન્ય અને કઠિન એમ દરેક પ્રકારના ખંડોનો સંગ્રહ ઉભય ભાષામાં કર્યો છે. વળી તેજ પ્રમાણે વિષયોનું ખૂબજ વૈવિધ્ય જાળવવા અમે પ્રયત્ન કર્યો છે કે જેથી વિદ્યાર્થીઓનો શબ્દ ભંડોળ વધે. આવા ગદ્યખંડો ત્રણ જાતના છે, કથનાત્મક, વર્ણનાત્મક, ચિન્તનાત્મક.

વિદ્યાર્થીઓને ભાષાંતર-પ્રયાસમાં જ્યાં જ્યાં સહાયની અપેક્ષા રહેશે એમ અમને લાગ્યું, ત્યાં ત્યાં યોગ્ય પ્રમાણમાં શબ્દાર્થો, સૂચનાઓ ઇત્યાદિ અમે આપ્યાં છે. જ્યાં જ્યાં જરૂર જણાઈ છે, ત્યાં ત્યાં વાક્ય કેમ શરૂ કરવું અથવા વાક્ય રચના કેવી રાખવી તેનું સૂચન કર્યું છે. કેટલેક સ્થળે આખાયે વાક્યનું ભાષાંતર આપ્યું છે.

વિદ્યાર્થીઓને તેમના ભાષાંતર કાર્યમાં સહાયરૂપ થઈ પડે, તથા તેમનું ભાષાંતર સફળ થાય એ હેતુથી ગુજરાતી તેમજ અંગ્રેજી, બન્ને ભાષાની સારી કહેવતો, બીજી ભાષાની સમાનાર્થ કહેવતો સહિત આપી છે. તેજ દૃષ્ટિથી બન્ને ભાષાના રૂઢિ પ્રયોગો (Idioms ) પણ અમે આપ્યા છે.

મેટ્રિકના વિદ્યાર્થીઓને પરીક્ષામાં જોડણીની અનેક ભૂલોને લીધે ઘણું ખમવુ પડે છે એ અનુભવીઓ જાણે છે; અને આજ હેતુથી જોડણીમા થતી સામાન્ય ભૂલો અટકાવવા સામાન્ય વપરાશના બન્ને ભાષાના શબ્દોની અમે જોડણી આપી છે.

આમ અમને લાગે છે કે 'ભાષાંતર-શિક્ષિકા' યથાર્થ બનાવવા અમે બનતો પ્રયત્ન કર્યો છે અને આશા છે કે ઉપરોક્ત વિવિધ વસ્તુઓ સાથે મળી આવવાથી વિદ્યાર્થીઓનું ભાષાંતર કાર્ય માત્ર સરળ જ નહિ, પણ આનંદદાયી નીવડશે. ધૈર્ય રાખી આખા પુસ્તકનો ઉપયોગ કરનાર વિદ્યાર્થીને જરૂર લાભ થશે એમ અમારી શ્રદ્ધા છે. આ પુસ્તક મુખ્યત્વે મેટ્રિકના વિદ્યાર્થીઓ માટે યોજાયુ છે. છતાં પાંચમા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓ પણ તેનો ઉપયોગ જરૂર કરી શકશે.

શિક્ષક બન્ધુઓ તરફથી યોગ્ય સૂચના મળશે તે અમે સાભાર સ્વીકારીશું.

આ પુસ્તકને બનતી ત્વરાથી પ્રગટ કરવાનું બની શક્યું હોય તો તે સી. જમનાદાસની કું. ના ભાઇ જમનાદાસને જ આભારી છે.

આ પુસ્તક શિક્ષકોને શાળામાં ઉપયોગ માટે તેમજ વિદ્યાર્થીઓને તેમના અભ્યાસ-કાર્યમાં ઉપયોગી નીવડશે એવી અમે આશા રાખીએ છીએ.

૨૦—૮—૩૭ } .

ચિ. જે. કુટમુટીઆ.
અ. લ. મજમુદાર.

## અનુક્રમણિકા... ....

# ભાષાંતરના નિયમો

(૧) ગૂજરાતીમાંથી અંગ્રેજીમાં તેમજ અંગ્રેજીમાંથી ગૂજરાતીમાં ભાષાંતર કરતાં મૂળ વિચાર સરળ રીતે ઊતરવા જોઈએ.

(૨) ભાષાંતર કરવું એટલે સાર આપવો અથવા સમજાવવું નહિ આપેલા ફકરામાં વધારો ન થવો જોઈએ અને તેમાંથી કશું ઓછું પણ ન થવું જોઈએ.

(૩) છતાં શબ્દને માટે શબ્દ આપવો એ ભાષાંતર નથી. લેખકે ધારેલો અર્થ ભાષાંતરમાંથી નીકળી આવવો જોઈએ.

(૪) મૂળ ભાષાનો ધ્વનિ પકડી તેવાજ ભાવવાહી શબ્દોમાંથી તેનું ભાષાંતર કરવુ જોઈએ. બને ત્યાં સુધી idiomatic પ્રયોગોનું idiomatic પ્રયોગો વાપરીને જ ભાષાંતર કરવું.

(૫) મૂળ ભાષામાં Active voice હોય તો ભાષાંતર કરતી વખતે તેને Passive Voiceમાં ફેરવી શકાય અથવા તેથી ઊલટું પણ કરી શકાય. સાધારણ રીતે ગૂજરાતીમાં Passive Voice ઓછો વપરાય છે.

(૬) કોઇ શબ્દનો અર્થ ન સૂઝી આવે તો આખા ફકરાના હાર્દ ઉપરથી કે આજુબાજુના વાકય ઉપરથી શબ્દનો ધ્વનિ પકડી તે પ્રમાણે અર્થ કરવો.

(૭) અંગ્રેજી ભાષામાં Indirect Speechનો ઉપયોગ ઘણો સામાન્ય છે. પરંતુ ગૂજરાતીમાં તેવો ઉપયોગ ભાગ્યે જ થાય છે એ લક્ષમાં રાખવું.

(૮) કોઈ પણ મોટા વાકયનું ભાષાંતર કરતાં સરળતાની ખાતર તેના યોગ્ય કટકા કરી નાખવાની જરૂર જણાય તો તેમ કરવું. તેથી ભાષાંતર અયોગ્ય ન ગણાય.

(૯) ભાષાંતર કરતી વખતે શબ્દોના આડંબરનો મોહ ન રાખતાં સરળતા તરફ વધારે લક્ષ રાખવું.

(૧૦) જે ભાષામાંથી ભાષાંતર કરવાનું હોય તે ભાષાની વાક્યરચનાઓ વગેરે ઉપર ધ્યાન રાખી ભાષાંતર કરવું.

## ૧.

એક વાત આપને ક્હેવા જેવી છે એક બાણુ અને તેની સ્ત્રીને ઘણી પ્રીતિ હતી એક બીજાથી તેમના ચિત્ત જુદા જ ન હતા તેમના ઘરમા એક થાભલા પર ચકલીનો માળો હતો તેમા ચકલો ચકલી રહે અને આનદ કરે ચકલીએ ઈંડા મૂકયા અને બચ્ચા થયા તેની બેય જણ બહુ સભાળ રાખે એક દિવસ ચકલી મરી ગઈ ચકલે બીજી ચકલી આણી બે જણાએ મળી બચ્ચાંને ધક્કેલી કાઢયા અને ઊડવા સરખુ ન શીખેલા બચ્ચા જમીન ઉપર પડી મરી જાત, પણ પેલી સ્ત્રીએ ઝીલી લીધા તેમનો વિચાર કરી તે પોતે રોવા લાગી. બચ્ચાને છાતી સરસા ધરી રાખે અને રુએ

એટલામા બાણુ આવ્યો સ્ત્રીને રોવાનું કારણ પૂછ્યુ તેણે ન કહ્યુ ઘણુ કર્યું ત્યારે બચ્ચા બતાવ્યા, તેમનો ઇતિહાસ ક્હ્યો, અને બોલી-આ પક્ષીઓમા બન્યુ તેવુ જ માણસમા પણ કેમ ન બને? દેહનો ભરોસો નથી, અને આજે તમારી મારા પર પ્રીતિ છે, પણ મારા મૃત્યુ પછી આ કુમળા બાળકનું શુ થશે તે વિચારથી મને રડવુ આવે છે ધણીએ ઘણુ આશ્વાસન કર્યું, પણ સ્ત્રીનુ રડવુ રહ્યુ નહિ

ગોવર્ધનરામ.

## ૨.

ગૌતમ રાત્રેને રાત્રે ઘોડા ઉપર બહુ દૂર ચાલી ગયા એક નદીને કાંઠે ઘોડેથી ઊતર્યા, તરવાર કાઢી, અને તે વડે પોતાના મનોહર કેશ કાપી નાખ્યા, આભરણ વગેરે પોતાનો રાજકુમારનો પોષાક કાઢી ઘોડાવાળાને આપી દીધો, અને એને કપિલવસ્તુ તરફ વદાય કરી,

પોતે સાધુને વેષે આગળ ચાલ્યા. થોડા વખત પાસેના આંબાવાડિયામાં રહી, મગધની રાજધાની રાજગૃહ તરફ ગયા. ત્યાં બિમ્બિસાર નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાએ એનું સન્માન કર્યું, અને એમને આચાર્યપદ લેવા કહ્યું. પણ તેમ ન કરતાં તેમણે બે બ્રાહ્મણ વિદ્વાનો પાસે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો; પણ તેઓના સિદ્ધાન્તો ગૌતમને સંતોષકારક લાગ્યા નહિ. તેથી તેઓને છોડી એ આગળ ચાલ્યા. કેટલેક ઠેકાણે બ્રાહ્મણોને યજ્ઞમાં પશુ હોમતા જોયા, અને એ તો એમના દયાળુ આત્માને તદ્દન વિપરીત જ લાગ્યું. ગયા પહોંચ્યા પછી ત્યાં પાસેના વનમાં તેમણે પાંચ શિષ્યોની સમક્ષ ઉગ્ર તપ આદર્યું.

આનન્દશંકર ધ્રુવ.

(૩)

પેરિસના શોખીન શહેરમાં અને આવે વખતે આવાં અસાધારણ ગાયનને લીધે દશેક મિનિટમાં જ ગાડીઓ રસ્તામાં થોભવા લાગી, બારીઓમાંથી સ્ત્રીપુરુષોનાં ડોકાં દેખાવા લાગ્યાં અને બંધ બારીબારણાં પણ ખૂલવા લાગ્યાં. જુવાનોએ ત્રીજું ચોથું ગાયન માંડ્યું ત્યાં તો એ વાત વાએ ચાલી અને આખી શેરી કામકાજ પડતાં મૂકી આમને સાંભળવામાં પડી; ગાડીઓમાંથી ને બારીએથી તાલ અપાવા માંડ્યા, તાળીઓ પડવા લાગી, અને શોખીનો તરફથી પોતપોતાનાં પ્રિય ગાયન સંભળાવવા માટે સૂચનાઓ પણ થવા લાગી. અર્ધો કલાક થયો, પોણો કલાક થયો, કલાક થવા આવ્યો. ડોસાની ફાટેલી ટોપી સોના અને રૂપાનાણાથી છલકાઈ ગઈ; બીજા અર્ધા કલાકમાં એ જુવાનોની ત્રણ ટોપીઓ પણ ભરાઈ ગઈ.

બ. ક. ઠાકોર.

## ૪.

ભુવડ વહેલો ઊઠીને પંચાસરના દરવાજાની સામે નજર માંડીને રહ્યો છે. એને ખાતરી છે કે સુરપાળ ડગી જશે. એવામાં દરવાજા ખૂલ્યા અને સૈન્યને મોખરે કેસરિયા વાઘામાં સજ્જ થયેલો રાજા જયશિખરી નજરે પડ્યો. એણે પળમાં બાજી જોઈ લીધી. એકદમ રણશિંગાનો ઘોર નાદ ગાજી ઊઠ્યો. ભુવડ મરણિયા માણસો ઉપર તૂટી પડ્યો. એક પછી એક જયશિખરીના યોદ્ધા પડવા લાગ્યા. લડતાં લડતાં ફક્ત દશ જ લડવૈયા બાકી રહ્યા. એ વખતે ભુવડ એક સામટા સો સૈનિકો સાથે જયશિખરીને ઘેરી વળ્યો. છેલ્લી ઘડી સુધી જયશિખરીએ ટક્કર ઝીલી, એવામાં ભુવડની તલવાર એના માથે પડી. ભુવડના સૈન્યમાં જયજયકાર થઈ રહ્યો.

પંચાસરને માથે કલ્યાણીની ધજા ચડી ગઈ. ગૂજરાતમાં ભુવડની આણ વર્તી.

**રામનારાયણ ના. પાઠક.**

## ૫.

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું નામ તમે સાંભળ્યું હશે. એ એક પ્રખ્યાત પંડિત હતા. પુસ્તકોનો એમને ભારે શોખ. પુષ્કળ ખર્ચ કરી તેમણે પોતાને માટે એક પુસ્તકાલય વસાવ્યું હતું. ગમે તેવી ભારે કિંમતની ચોપડી હોય, પણ તે ખરીદતાં તે અચકાતા નહિ.

એકવાર એમને ત્યાં એક ઘણા જ પૈસાદાર બંગાળી બાબુ એમને મળવા આવ્યા. ઈશ્વરચંદ્રના હાથમાં એક ભારે કિંમતનું પુસ્તક જોઈ બાબુ બોલ્યા, "પંડિતજી, આ તમને શી ટેવ પડી છે? આવી ભારે કિંમતની ચોપડી ન ખરીદો તો ન ચાલે?"

જવાબમાં પંડિતજી માત્ર હસ્યા, અને પછી વાતે વળગ્યા. વાતચીત પૂરી થયા પછી જ્યારે પેલા બાબુ જવાને ઊઠ્યા, ત્યારે

ઈશ્વરચંદ્રે તે બાબુએ ઓઢેલી કીમતી શાલને હાથ લગાડતાં કહ્યું: "બાબુજી, આ શાલની શું કિંમત હશે?" બાબુએ ગર્વથી કહ્યું, "રૂપિયા સિત્તેરની આ શાલ છે. મારે માટે મેં ખાસ ઓર્ડરથી કાશ્મીરથી તૈયાર કરાવી મંગાવી હતી." પંડિતજી હસતાં હસતાં બોલ્યા, "બાબુજી, તમને આ શી ટેવ પડી છે? આવી ભારે કિંમતની શાલ ન ખરીદો તો ન ચાલે?"

બાબુ પંડિતજીની ટકોર બરાબર સમજી ગયા, ને હસી પડ્યા, અને પછી કાંઈપણ જવાબ આપ્યા વગર મૂંગે મોઢે ચાલ્યા ગયા.

અરવિન્દલાલ મઝમુદાર.

૬.

ગરીબ બિચારા ખેડૂતને કકડીને ટાઢ ચડી, ને જોત જોતામાં આખું શરીર ઊનું થઈ ગયું. સવારમાં ઊઠ્યો ત્યારે મોંમાંથી, આંખમાંથી ને નાકમાંથી ઊની વરાળ નીકળતી હતી, અને શરીર ધ્રૂજતું હતું. એની બૈરીએ ખબર પૂછી, હાથ અડાડી શરીર જોયું. ખેડૂતે કહ્યું કે થોડો તાવ છે; હું ખેતરમાં જાઉં છું, તું ખાવાનું લઈને આવજે. ખેડૂત ઉતાવળે ગામ બહાર સીમમાં ગયો. ભાગોળથી ગાઉ દૂર એનું ખેતર હતું. હળ લઈ આખું ખેતર ખેડી નાખ્યું. બાર વાગે એની બૈરી છાશ ને ભડકું લઈ આવી, એ એણે ધરાઈને ખાધું. પછી વરસાદ આવ્યો. વરસાદમાં જ વાવણી કરી સમાર દેવાનું કામ કર્યું. મોડી સાંજે ઘાસનો ભારો લઈ ઘેર પહોંચતાં એના આખા શરીરે પરસેવાના રેબઝેબ નીકળ્યા. ગરમ પાણીએ જરા નાહ્યો ને ખીચડી ખાધી. સૂતી વખતે એનું શરીર હલકું ફૂલ જેવું થયેલું, ને તાવનું નામનિશાન ન મળે.

મટુભાઈ કાંટાવાળા.

૭.

આવી દશામાં સ્વામીજીને આ વિષ-પ્રયોગના કાવતરાની જાણ

થઇ. એ મહાજ્યોતને બુઝાવનારા પોતાના રસોયા જગન્નાથને એમણે પોતાની પાસે બોલાવ્યો. જગન્નાથે અપરાધ કબૂલ કર્યો. સ્વામીજીની ગંભીર મુખમુદ્રાની એક રેખાયે ન બદલાઇ. દયાર્દ્ર શબ્દે એમણે કહ્યું, "ભાઇ જગન્નાથ, મને બીજું કાંઇ નથી, પણ મારા જીવનનું કામ અધૂરું રહી ગયું. તને ખબર નથી કે તારે હાથે કેટલા બધા જીવોને નુકસાન થયું છે. પણ કાંઇ નહિ, ભાઇ, લે આ થોડા રૂપિયા હું તને આપું છું. એ લઇને તું તાબડતોબ આ રાજ્યના સીમાડા છોડી દે. નેપાલમાં જઇને છુપાઇ જા. નહિતર, અહીં જો જરાયે વાત ફૂટશે તો તારા લોહીનું બિન્દુએ બિન્દુ નીચોવી લેશે. જગન્નાથ, ભાઇ, જા! વાર ન લગાડ. મારા તરફથી નિર્ભય રહેજે, હું તારી વાત બહાર નહિ પાડું."

**ઝવેરચંદ મેઘાણી.**

૮.

ચિત્રકારોનો ગુરુ પરમ વિરક્ત લીલાધર જંગલમાં રહેતો હતો. રાજાએ બહુ માનપૂર્વક તેને બોલાવ્યો અને કહ્યું, 'મારો મહેલ જેવો છે તેવો ચીતરી આપો.'

એક મહિનામાં ચિત્ર તૈયાર થઇ આવ્યું. અરે! આ તે શું? એક વિશાળ ચિત્રપટ પર વિશાળ આકાશ અને તેમાં રંગબેરંગી વાદળાંઓની અપૂર્વ શોભા, નીચલી બાજુપર એક બાજુએ વિસ્તીર્ણ ભૂમિભાગ છે અને તેમાંથી વહેતી એક ઐરાવતી સમી નદી ઊછળતા મહાસાગરને મળે છે; તેની તળેટીમાં એક નાનકડા ટપકા જેવો મહેલ દેખાય છે.

રાજાએ પૂછ્યુ, 'આ શું ચીતર્યું?' લીલાધરે જવાબ આપ્યો, 'રાજા, તેં કહ્યું નહોતું કે મારો મહેલ જેવો છે તેવો ચીતરો? વિશ્વપતિના વૈભવમાં નૃપતિના મહેલનું સ્થાન કેવું છે, કેટલું છે, એ

ન બતાવું તો મહેલ જેવો છે તેવો કેમ ચીતરી શકાય? (ગજવામાંથી સૂક્ષ્મદર્શક કાચ કાઢીને) આ જો, તારા મહેલની કંઈ પણ વિગત કે કંઇ પણ શોભા આમાં આવવી બાકી રહી છે?'

કાકા કાલેલકર.

૯.

પ્રતાપસિંહે રાજમહેલમાં જઈને જે જે બધું બન્યું હતું તે રાજકુમારીને જણાવ્યું. એટલે રાજકુમારી તેની જોડે તે માંદી છોકરીની ખબર લેવા ગઈ. માંદી છોકરીને જોઈને રાજકુમારીનું હૃદય કરુણાથી ઊભરાયું, અને તેની પાસે બેસીને તેને પંપાળવા લાગી. અને શું કરવાથી તે તેનું દુઃખ ભૂલી જઈને આનંદ પામે તેનો વિચાર કરવા લાગી.

ધીરે ધીરે તે ઊભી થઈ અને તે માંદી છોકરીની સામે તાળ પાડતી, ગાતી ગાતી નૃત્ય કરવા લાગી. પેલી નાની છોકરી રાજકુમારનું નૃત્ય જોતાં જોતાં નાનાવિધ મનોહર રંગો જોવા લાગી, અને અનેક સુંદર સૂર સાંભળવા લાગી. એકાએક તેને અપ્સરાનું નામ યાદ આવી ગયું અને મોટેથી તેણે તે બોલી દીધું. આખું ઝૂંપડું મીઠી સુગંધથી મહેકી રહ્યું.

જે જે યાદ કરવાને રાજકુમારી આજ સુધી મથતી હતી તે બધું તેને યાદ આવી ગયું. તેને ખબર પડી કે જે ખુશબોદાર નામને તે શોધતી હતી તે તો પોતાનું જ સ્વર્ગમાંનું નામ હતું. અને પૃથ્વી ઉપર તેને શા માટે મોકલવામાં આવી હતી તે પણ હવે તેને યાદ આવ્યું.

ખેડૂતની પેલી નાની છોકરી હવે તદ્દન સાજી થઈ ગઈ. રાજકુમારી પ્રતાપસિંહ જોડે પરણી અને પોતાને સ્વર્ગને ઘેર-ઇન્દ્રના દરબારમાં-જવાનો સમય આવી પહોંચ્યો ત્યાં સુધી તેણે તેની જોડે પૃથ્વી પર ખૂબ મોજમજા માણી.

ડીકુભાઈ દેસાઈ.

(૧૦)

ગંગા અને રઘનાથ, ભાઇ મારેની ધામધૂમમાં પડયાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એક્કાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને તે ખડકી તરફ ધીમે ઊઠીને જાય છે એટલામાં એક્કામાંથી એકદમ ઊતરી 'કમ ઑન, કમ ઑન' કરતો મુકુન્દરાય ખડકીમાં આવ્યો. તેની પાછળ બે જણા ખાખી ખમીસ, ખાખી નેકટાઈ અને ધોતિયાં પહેરેલા, એક હાથમાં બિસ્ત્રો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોલવાળું રૅકેટ લઈને ખડકીમાં પેસતા હતા. રઘનાથે 'ભાઈ આવ્યો' કહ્યું, પણ મુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજુ પૂરો થયો નહોતો એટલે તેણે કાંઈ જવાબ ન દીધો. અંદર આવી મુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું સુંદર ચિત્ર કોઈએ ભૂંસી નાખ્યું હોય તેમ ચિડાઈને બોલ્યો, "આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે?" ગંગાએ હસતે મોઢે બહાર આવી કહ્યું, 'ભાઈ, તમારે માટે લોટ દળતી હતી. મોઢું કેમ સુકાઈ ગયું છે?'

રામનારાયણ વિ. પાઠક.

(૧૧)

કોઈ એક સમયે જેરૂસલેમમાં બે ભાઈઓ રહેતા હતા, મોટાનું નામ ડેવિડ અને નાનાનું નામ જોન હતું. તેઓ બન્ને શહેરની બહાર એક પહાડ ઉપર રહેતા હતા. લોકો જે કંઇ આપતા તેમાંથી તેઓ પોતાનો ગુજારો કરી લેતા હતા. રોજ સવારે તેઓ બહાર નીકળતા અને આખો દિવસ ગરીબોની સેવામાં ગાળતા હતા. જ્યાં કોઈ થાકયું, માંદુ, બિમાર, નિરાશ્રિત, વિધવા યા અનાથ બાળક જોવામાં આવતું, તેઓની સેવામાં એ બન્ને ભાઇઓ જોડાઇ જતા. સપ્તાહના ૭ દિવસ તેઓ આ રીતે ગુજારતા. આ પ્રમાણે તેઓ

પર્વત ઉપરથી નીચે આવી હમેશાં શહેરના જુદા જુદા ભાગોમાં જઇને પોતાનું સેવાકાર્ય કરતા હતા. તેઓ બન્ને માત્ર રવિવારની સાંજે જ પોતાના ઘરમાં ભેગા થતા હતા અને તે દિવસે દેવદૂત આવી તેમને આશીર્વાદ આપતો હતો. સોમવારથી તેઓ ફરી પાછા પોતાના નિત્યકર્મના જોડાઇ જતા અને જે તરફ મરજી થાય તે તરફ ઉપડી જતા. આ પ્રકારે ઘણા દિવસ વીતી ગયા. દેવદૂત પણ દર અઠવાડિયે આવીને તેમને આશીર્વાદ આપતો રહ્યો.

ગુપ્તેશ્વર પ્રસાદ.

૧૨.

એક દિવસ સોમવારે બન્ને ભાઇઓ ઘર બહાર નીકળ્યા. બન્ને પોતપોતાને રસ્તે પડ્યા. પરંતુ તે દિવસે જૉનને મૂકીને જતાં ડેવિડને ખૂબ દુઃખ થયું. તે કેટલાક સમય સુધી તો ચૂપચાપ ઊભો રહીને તેના તરફ જોતો જ રહ્યો. જૉન તો માથું નીચું રાખીને ચાલ્યો જતો હતો. તેણે પાછું ફરીને એકવાર પણ જોયું નહિ. પરંતુ થોડે દૂર જઇને તે એકાએક ચમકી ગયો. તેને લાગ્યું કે, જાણે કોઈ જંગલી જનાવર તેની પાછળ પડ્યું ના હોય! આ જોઇને ડેવિડ તો આભો જ બની ગયો. જૉનના ભયભીત થવાનું કારણ જાણવા માટે તે તે જગ્યાએ ગયો. પાસે જઇને જોયું તો ઘાસ ઉપર સોનાનો એક બહુ મોટો ઢગલો પડેલો છે. સોનું જોઇને જૉન આ રીતે ભાગી આવ્યો છે, જાણીને તેને ભારે આશ્ચર્ય થયું.

ગુપ્તેશ્વર પ્રસાદ.

૧૩.

હિટલરનો બાલ્યકાળ દારિદ્ર્યમાં ગાળેલો હોઇ આજે પણ એની રહેણીકરણી ગરીબોના જેવી જ છે. એનો ખોરાક અને પહેરવેશ એટલાં જ સાદાં છે. સભાઓ આદિ જાહેર પ્રસંગો માટે

એની પાસે એક જ સારો સૂટ છે. એ ભારે અલ્પાહારી છે. એ માંસાહાર તો કદી કરતો જ નથી. એ કેવળ ફળાહાર પર કે કૉફી પીને પણ રહી શકે છે. નથી તો એ કોઇ દિવસ શરાબ પીતો કે નથી સીગારેટ તાણતો.

એનું નિવાસસ્થાન એટલું જ સાધારણ કોટિનું છે. એમાં ઝાઝું રાચરચીલું ભાગ્યે જ જોવામાં આવે. એને પ્રાકૃતિક દશ્યોનાં ચિત્રોનો ભારે શોખ છે. એ ચિત્રકાર ન થઈ શકયો એનું એને ભારે દુઃખ છે. આજ સુધી એ અવિવાહિત છે.

એને પુસ્તકોનો અનહદ પ્રેમ છે. એને સમય હોય ત્યારે એ ઘણું ખરું તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનું અધ્યયન કરવામાં ગાળે છે. ઝાઝો વખત હોય તો પર્વતોમાં રખડવામાં અગર શહેરની બહાર પૂર ઝડપે મોટર દોડાવવામાં તે મનરંજન કરે છે.

હિટલરના જીવનની સાદાઇમાં ભારતવાસીઓના સાત્વિક જીવનના આદર્શની ઝમક અવશ્ય દેખાય છે. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે નાઝીદળના ધ્વજ પર 'સ્વસ્તિક'નું નિશાન છે, અને એને એ લોકો કહે છે પણ 'સ્વસ્તિક' જ. એનું કારણ હિટલરનો જર્મન તત્ત્વજ્ઞાનનો પ્રેમ અને જર્મન તત્ત્વજ્ઞાન પર ભારતીય સંસ્કૃતિની ગાઢ છાપ, એ હોઇ શકે?

"વિનોદ".

## ૧૪.

રાણી સાહેબે આ રીતે પોતાનું પરાક્રમ સિદ્ધ કર્યું, પરંતુ શત્રુઓથી થયેલા અસહ્ય જખમોને લીધે તેમની સર્વ શક્તિ એક ક્ષણમાં કમી થઈ ગઇ અને તેમને પોતાનો અંતકાળ સમીપ આવેલો જણાયો. અંગ્રેજ સવારો ભડવાણીઓની ઉપર ચારે તરફથી એકસરખી રીતે તૂટી પડ્યા હતા. તેથી કદાચ મારો દેહ તેમને હાથ જશે, એવી

સમજ્યી ગણી સાહેબે પોતાના વિશ્વાસુ સરદાર રામચંદ્રરાવ દેશમુખને ઈશારત કરી રામચંદ્રરાવ સ્વામીનિષ્ટ હોવાથી તેણે રાણી સાહેબની તે વખતની સ્થિતિ જોઇ નેત્રમાથી આસુ ઢાળ્યા અને પછી તે મોટી ચાલાકીથી તેમને ગણુસગ્રામની પાસેની એક પર્ણકુટીમા લઇ ગયો તે જગ્યા ગગાદાસ નામના એક ખાખી બાવાની હતી એમ કહેવાય છે રાણી સાહેબને ઘણી તરસ લાગેલી હતી તેથી તુરત તેણે ગગાજળ લાવી આપ્યુ તેમના સઘળા અગ લોહીથી તરબોળ થઇ ગયા હતા અને જખમોમા અત્યત પીડા થતી હતી આસન્નકાલ સ્થિતિમા તેમણે એક વાર પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય પુત્ર શ્રીમત દામોદરરાવને વાત્સલ્યસ્નેહથી ઊભરાઇ જતા અત કરણે જોયો અને છેવટે તેને જગતકર્તા પરમેશ્વરની કૃપામા સોંપી પોતે શાત મને અને શૌર્યભર્યા ઉત્સાહી અત કરણે આ લોકમાથી છેલ્લો શ્વાસ લીધો

મણિલાલ છ ભટ્ટ

## ૧૫.

જ્યારથી તેના મનમા હિંદુસ્તાન આવવાનુ સ્મી રહ્યુ હતુ ત્યારથી તેણે પોતાના શરીરને કસવા માડ્યુ હતુ તેને ખબર હતી કે હિદુસ્તાન પહોચતા અને ત્યા રહેવામા અનેક મુશ્કેલીઓ આવવાની છે, અને જો એ મુશ્કેલીથી હુ ગભરાઇ જાઉ તો મારાથી કશુ નથી થવાનુ આથી તેણે તપ આદર્યુ શિયાળામા ઉઘાડે શરીરે ફરવા મડ્યો ઉનાળામા બે ચાર ધાબળા ઓઢીને હિદની ભારે ગરમી સહન કરવા તૈયાર થયો દિવસો સુધી ભૂખ્યા રહીને તેમજ બહુ ઓછુ ખાઇને તથા જેવો મળે તેવો ખોરાક ખાઇને તેને પોતાને સતોષ થાય ત્યા સુધી આત્મપરીક્ષા કરી આવી આત્મપરીક્ષામાથી પસાર થયા પછી નીસ જણ સાથે તેણે કૂચ શરૂ કરી કેટલાક તેની સાથે બે મજલ ગયા, કોઇ ચાર મજલ ગયા અને કોઇ એથી વધારે

મજલ સુધી તેની સાથે રહ્યા પણ તેણે ચાર માસ પ્રવાસ કર્યો ત્યાં તો એક પછી એક બધા સાથીઓએ તેનો સાથ છોડી દીધો. કોઇ માંદો પડયો, કોઇ ભગી ગયો અને ઘણા પાછા ફર્યા જ્યારે તે ચીનને ઉત્તર દરવાજે પહોંચ્યો ત્યારે તે એકલો જ રહ્યો હતો.

નરહરિ પરીખ.

૧૬.

કુમારપાળના ગાદીએ આવ્યા પછી દરબારમા હેમાચાર્યના સત્તા તથા માન બહુ જ વધી ગયા કુમારપાળ બધા રાજકાજમા હેમાચાર્યની સલાહ પ્રમાણે વર્તતો અને હેમાચાર્ય પણ રાજા તથા પ્રજા બનેનુ હિત વિચારી નિસ્પૃહતાથી સાચી સલાહ આપતા એક દિવસ કુમારપાળે હેમાચાર્યને પૂછ્યુ કે "હે મહારાજ, મારો યશ પ્રલયકાળ સુધી સ્થિર રહે એવી યુક્તિ બતાવો" ત્યારે હેમાચાર્ય બોલ્યા, "–વિક્રમ રાજાની પેઠે જગતને ઋણરહિત કરવાથી અથવા શ્રી સોમેશ્વર મહાદેવનો કાષ્ટમય પ્રાસાદ સમુદ્ર કિનારા ઉપર હોવાથી મોટા મોજાઓએ ખવાઈ ગયો છે તેનો જીર્ણોદ્ધાર કરવાથી તારી કીર્તિ યુગાન્ત સુધી રહેશે" જૈન હોવા છતા મહાદેવના મદિરનો જીર્ણોદ્ધાર કરવાની સલાહ સાભળી કુમારપાળની ખાતરી થઇ ગઇ કે હેમાચાર્ય જેવા જગતમા કોઈ મારા શુભચિંતક નથી. તત્કાલ શુભ મુહૂર્ત નક્કી કરી શ્રી સોમેશ્વર પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરવાનુ તેણે શરૂ કરાવ્યુ

નરહરિ પરીખ

૧૭.

'તાજમહાલ તો કોઇ ઇટાલિયને બાંધ્યો છે ને?' કોઇ ઠેકાણે વાચેલું કે સાંભળેલુ યાદ આવતાં મેં ડહાપણ ડોળ્યુ.

'આ જ તમારી પરતંત્ર મનોદશા' ગુરુરાજ તિરસ્કારથી

હસ્યા. 'તમારા માલિકો તમને એમ મનાવવા માગે છે કે તમારામાં આવી અદ્‌ભુત કલા ન જ હોય. તમારામાં બાપડામાં આત્મશ્રદ્ધાનો છાંટો ન મળે એટલે તેમના કહેવામા તમે હાજી હા ભણો છો. દલીલ ખાતર એમ માની લઇએ કે તાજ કોઈ ઇટાલિયને બાંધ્યો હતો, પણ આરસની કારીગરીના સુંદર નમૂનારૂપ દેલવાડાનાં દહેરાં કોણે બાંધ્યાં? એ બંધાયાં ત્યારે ઇટાલીમાં માઈકલ અન્જેલો જન્મ્યો પણ નહોતો. એ દહેરાં બાંધવાને તમે શકિતમાન થયા હો તો પછી તાજ બાંધવાને કેમ નહિ? અરુણ! આ જ તમારી અધોગતિ આવી અધમ દશામાં તમને દેશની સુંદરતાનું ભાન પણ શી રીતે થાય? આર્ય દેશ સુંદર હતો અને હજીએ સુંદર છે. માત્ર એના પર જમાનાની ધૂળ ચડી છે. અજ્ઞાનરૂપી મલિનતા અને અધર્મરૂપી કાદવના થરો બાઝયા છે. એ થરને ઉખેડી ધૂળને વાડીઝૂડીને સાફ કરવા જેટલી શક્તિ જ્યારે તમારામાં આવશે ત્યારે જ ભારતની ભવ્યતાનાં તમને દર્શન થશે.'

હંસા મહેતા.

## ૧૮.

'લ્યો સાહેબજી શેઠ! તમારા જેવા કામવાળા માણસને ખોટી થવું પડયું!' આમ બોલી મેં તો મુઠ્ઠીઓ વાળીને ચાલવા માંડયું. હવા ખાવાને બદલે લેખ લખવા બેસું તે કરતાં દુકાનનું ચડેલું નામું જ તૈયાર નહિ કરું? ધાર્યું હતું કે મી. હાજીમહમદ મારા જેવા ભૂલા પડેલા મુસાફરને રસ્તે પાડી દેશે। પણ ધારણાથી ઊલટું જ થતું જોઇ મેં ગુપચુપ આગળ ચાલવા માંડયું. હવે જો સેનેટોરિયમ કે છેવટ ધર્મશાળાનો પત્તો નહિ મળે તો ભૂખે ને ભૂખે પેટે મુંબઇ પાછા ફરવું એમ મેં નિશ્ચય કીધો. ઘણું ચાલવાથી શ્રમ પહોંચેલો હોવાથી કાંઇક વિશ્રાંતિ લેવા માટેની જગ્યા આમતેમ જોતો હતો, એટલામાં એક સુંદર બગીચો મારી દૃષ્ટિએ આવ્યો. તેમાં શીતળ લીમડાની

છાયા હેઠળ એક બાંક ઉપર હાસ કરીને બેઠો. હજારો લોકો, હજારો મોટરો, હજારો ગાડીઓ કોઇ પ્રચંડ ધોધનાં ધસી આવતાં પાણીની માફક ધસ્યાં જતાં હતાં. મોટા મોટા ગગનની સાથે વાતો કરતાં મહાલયો તો બેસુમાર હતાં, એવા એક ગગનચુમ્બિત મહાલયમાંથી એક અમેરિકન જેવો લાગતો છોકરો નીકળ્યો અને ધીમે ધીમે હું જે બાંક ઉપર બેઠો હતો ત્યાં આવીને મારી પાસે બેઠો અને કાંઇ પણ ઓળખાણ પિછાન વગર મારી સાથે વાતે વળગ્યો.

છોટાલાલ જાગીરદાર.

19.

એકવાર દિલ્હી નગરથી આવીને ચાર લોકોએ વીરધવળને સમાચાર આપ્યા કે દિલ્હીના સુલતાન મુઇઝુદ્દિનનું લશ્કર ગુજરાત તરફ કૂચ કરે છે. વીરધવળ બહાદુર હતો, પણ મુસલમાનોની ચોમેર ચયેલી ફત્તેહો ઉપરથી એ લોકો દુર્જેય છે એવું એને લાગી ગયું હતું. વસ્તુપાળે રાણાને ચિંતા ન કરવાનું કહ્યું, અને પાદશાહના લશ્કરની સામે જવા એક લાખ ફોજ સાથે તૈયાર થયો. પોતાના સેવકો દ્વારા તેને ખબર મળ્યા કે શાહી લશ્કર આબુ પહાડને રસ્તે આવે છે. એટલે આબુના રાજાને મળી તેની સહાયથી શાહી ફોજ ગૂજરાતની ઝાડીમાં પેઠી કે તેને ઘેરી લઈ, ઓચિંતો છાપો મારી વસ્તુપાળે તેનો નાશ કર્યો.

આમ જોરાવર દુશ્મનનો ખોફ વસ્તુપાળે વહોરી લીધો હતો, છતાં તક મળ્યે આ દુશ્મનાવટને તેણે પોતાના નૈપુણ્યથી મૈત્રીમાં ફેરવી નાખી. ઉપરનો વૃત્તાન્ત બન્યા પછી કેટલેક સમયે એવું બન્યું કે સુલતાનની વૃદ્ધ માતા હજ કરવાને જવા સારુ સ્તંભતીર્થમાં આવી. ચાંચિયા લોકોએ તેનું વહાણ લૂંટી લીધું. વહાણના માલિકે મંત્રીને ફરિયાદ કરી. એટલે તેણે ચાંચિયાઓની તપાસ કરી લૂંટનો માલ પાછો મેળવ્યો અને સુલતાનની માતાને થયેલા નુકસાનનું

પૂરેપૂરું વળતર આપી તેના પ્રત્યે બહુ માયા દર્શાવી તથા તેની બહુ ચાકરી બરદાસ કરી, અને મક્કા જવાનો સારો બંદોબસ્ત કરી આપ્યો. વળી એ સુલતાનની માતા જ્યારે પાછી ફરી ત્યારે નગરમાં તેનો પ્રવેશોત્સવ કરાવ્યો અને તેને ખૂબ માન આપ્યું. આ બધો વૃત્તાન્ત પોતાની માતાને મુખે સાંભળી સુલતાને વસ્તુપાળને દિલ્હી મળવા બોલાવ્યો. સુલતાને કહ્યું કે અમારાં માતુશ્રી તમારી બહુ જ સ્તુતિ કરે છે માટે કંઈક યાચો.

વસ્તુપાળે એક તો સુલતાન રાણા સાથે મૈત્રીનો સંબંધ કાયમ રાખે એ માગી લીધું અને બીજું શત્રુંજય ઉપર આદિનાથની પ્રતિમા માટે તેને ખાસ પથ્થરની જરૂર હતી એટલે સુલતાનના તાબાની એક ખાણના પાંચ પથ્થર માગ્યા.

નરહરિ પરીખ.

## ૨૦.

સાયંકાળના લાલચોળ કિરણોથી પહાડ ઉપર અપૂર્વ શોભા બની રહી, તે વેળા યુવક આલ્બર્ટ અને તેનો મિત્ર એક સ્થળે આ મનોહર દૃશ્ય જોઈ રહ્યા હતા. ધીરે ધીરે શોભા જતી રહી, અને અંધકાર પથરાવા લાગ્યો, છતાં આ બંને યુવકો વાતોમાં મગ્ન બની ગયા હતા. પરંતુ થોડીવારે વાતોમાં એક વિઘ્ન આવી પડયું. તેઓ બેઠા હતા તેથી થોડે દૂર એક માર્ગ પર એક મનુષ્ય ધીરે ધીરે જતો હતો. તે જરા આગળ ગયો, એટલે બાજુની ઝાડીમાંથી બીજા ત્રણ મનુષ્યો છુપાઈ છુપાઈને ચાલતા નીકળ્યા, અને જમીન ઉપર ધીમે ધીમે પગ મૂકતા મૂકતા તેની પાછળ ચાલ્યા. આ ચારે મનુષ્યો પોતપોતાના ધ્યાનમાં એવા ડૂબી ગયેલા હતા કે તેમાંથી કોઈએ આલ્બર્ટ અને તેના સાથીને જોયા નહિ.

હરિશંકર વિદ્યાર્થી.

## ૨૧.

દોઢ હજાર વર્ષ પહેલાંની આ વાત છે. ગ્રીસ દેશને એક દૂરને ખૂણે એક ખ્રિસ્તી સાધુ રહેતો હતો. સ્થાન એકાંત અને નિર્જન હતું. ખ્રિસ્તે જેમ માનવજાતિના કલ્યાણ માટે દેહ અર્પ્યો તેમ પોતે પણ માનવજાતિ માટે પ્રાણ અર્પણ કરવાની તેની ઊંડી અભિલાષા હતી

રોજ સંધ્યા સમયે પશ્ચિમ ભણી પૃથ્વીના ઉદરમાંથી ફાટી નીકળતો ધગધગતો લાવારસ ઊછળી રહ્યો હોય એમ લોહીવર્ણી પૃથ્વી રંગાઈ જતી અસ્તાચળ પર જતા સવિતાનારાયણ કોપ્યા હોય એમ રાતાં રાતાં કિરણોનો અંબાર પૃથ્વી પર પથરાતો.

ઇશુનુ ચારસોમું વર્ષ હતુ. દિવસો પર દિવસો જતા હતા અને આવી રક્તવર્ણી સંધ્યાઓ થતી હતી. આવી સંધ્યાઓના સૂર્યનો પ્રકાશ એક ગુફામાં પડયો હતો.

**ચંદ્રશંકર શુકલ.**

## ૨૨.

એક પ્રસંગ એવો બન્યો કે માનચતુરનું ઔષધ બપોર થતાં સુધી કોઇએ તૈયાર કર્યું નહીં, જમવાની વખત તો થાય શાની, અને ડોસો આકળો થઇને લાકડી લઇ છાનોમાનો ઘરમાં સર્વ શું કરે છે તે જોવા ફરવા લાગ્યો. પ્રથમ તો વિદ્યાચતુર મેડીએ ચઢયો. વિદ્યાચતુર પોતે બહારથી આવેલો પણ ભૂખ લાગવાથી પલંગમાં સુઇ રહ્યો હતો અને ઊંઘી ગયો હતો. તેના પલંગપર માકડની હાર હતી, ચાદર મેલી થઇ ગઇ હતી, અને મેડીમાં વાસીદાનો કચરો એકઠો થયેલો. સઉને ગાળો દેતો દેતો ડોસો નીચે ઊતર્યો અને રસોડે ગયો. તો દુઃખબા રસોઇ કરવા નહાઇ હતી અને સઉ તૈયાર જેવું હતું

પણ શાક સમાર્યા વિના પડી રહેલું અને સામું જોઇ દુઃખમાં પણ બેસી રહેલી. ડોસો વધારે ક્રોધમાં આવી ત્યાંથી ચાલ્યો અને પરસાળ ભણી ગયો તો ત્યાંની મેડીમાંથી ગાનચતુરનું ગાયન સંભળાયું અને નીચે ચંદ્રિકા હીંચકા પર સૂતી હતી તેની સાથે હાથમાં સાવરણી લઇ ચંચળ વાતો કરતી હતી તે બેમાંથી કોઇએ વાતના રસમાં ડોસાને દીઠો નહી. ગજર ભણી જાય છે તો સુન્દર બિચારી એકલી ઘડીમાં સુવાવડીનું ઔષધ તૈયાર કરે અને ઘડીકમાં ઘોડિયામાંના બાળકની સંભાળ રાખે, અને ગુણસુંદરી ખાટલામાં સૂતી સૂતી ભૂખે પેટ દાબતી સુન્દરને સૂચના આપે.

ગોવર્ધનરામ.

(૨૩)

સાત રાત્રિના સતત પ્રવાસ પછી આઠમે દહાડે અરુણોદય સમયે ભરતે અયોધ્યાનું દર્શન કર્યું. પ્રથમ દર્શને જાણે પહેલાંની અયોધ્યા રહી જ ન હોય એવું લાગ્યું. શહેરની ભાગોળ સૂની હતી. શહેરના બહારના બાગમાં લોકની આવજા રહેતી તેને બદલે આજે તે સૂના પડ્યા હતા. ભરતે કહ્યું, " સારથિ. આજે આ નગરી અરણ્ય જેવી કેમ ભાસે છે ? મને એકાએક શા સારુ બોલાવ્યો હશે ?" દરવાજે થઇને નગરમાં પેઠા ત્યાં એવો જ ગમગીન દેખાવ જોયો. ઝાડો જાણે પાંદડાં નાખી નાખીને રુએ છે. ઝાડનાં પાંદડાંના ઢગલા રસ્તા પર વાળ્યા વિનાના પડ્યા છે. પક્ષીઓના કલરવ બંધ થઈ ગયા છે. વાજિંત્રના ઘોષ સંભળાતા નથી. આગળ ગયા ત્યાં ઘરોનાં બારણાં ઉઘાડાં પડ્યાં છે. કચરા પણ કાઢેલા નથી. મંદિરોમાં ક્યાંએ પૂજાના ઘંટાનાદ થતા નથી. આળીઓને ત્યાં ફૂલના હાર લટકાવેલા નથી. દુકાનો પર વેપાર ચાલતો નથી. જે માણસો આવે જાય છે તેમનાં મોં પર ઉદાસીનતા છવાઇ ગયેલી છે.

ચંદ્રશંકર શુક્લ.

૨૪.

ફ્રેડરિકના બાપે પ્રશિયાનું રાજ્ય નવું સ્થાપ્યું હતું, ને ફ્રેડરિકે તેટલું જ પાછું નવું વધાર્યું. તેણે ૨૯,૩૧૩ ચોરસ માઇલ જેટલો મુલક નવો મેળવ્યો એ તેનો જય છે. તેણે અનેક સુશીબતો વેઠીને નવું નવું જાણી સરદાર દાખલ અને ખટપટી રાજા દાખલ મોટું માન મેળવ્યું અને પ્રશિયાના રાજ્યને યુરોપમાંનાં બળવાન રાજ્યોમાં ગણાતું કર્યું. તે લડાઈના જ કામમાં ગુંથાયો રહેતો એમ ન હતું, પણ તે પોતાના રાજ્યનો સઘળો કારભાર જાતે જ કરતો. તેને કોઈના ઉપર ભરોંસો ન હોતો, તેથી તે કોઈની સલાહ લેતો નહિ, પોતેજ બધું ફરમાવતો ને અમલદારો તે અમલમાં લાવે છે કે નહિ તે ઉપર ખંતથી નીઘા રાખતો. તેનો ઉદ્યોગ અને કામ કરવાની ઝડપ ખરેખર અજબ જેવાં હતાં, ને તેની કરકસર મહેલમાં ને રાજ્યમાં મશહૂર હતી. તે લોકના ઉપર કારભાર નાખવામાં અને લશ્કરના ઉપર સખત કરડા રહેવામાં મોટો જાલમ હતો. તે પોતાની મતલબ થતી હોય ત્યાં કોલ તોડવાને જરા પણ વિલંબ કરતો નહિ. તેણે કોઇપણ પ્રકારે રાજ્ય વધારવું એવો નિશ્ચય કર્યો ને પછી આગ્રહ, ખંત, ઉદ્યમથી અનેક વિઘ્નસંકટ કાપી ધાર્યું પાર પાડયું એ તેનું સ્તુત્ય પુરુષાર્થ છે.

નર્મદ.

૨૫

ઈ. સ. ૧૯૧૪થી ૧૯૧૮ સુધી યુરોપમાં જે ભયંકર ખૂનખાર લડાઈ થઈ હતી તેની વાત તમે થોડી ઘણી સાંભળી તો હશે જ. એવું મોટું અને એવું ભયંકર યુદ્ધ એ પહેલાં દુનિયામાં થયું નહોતું. લડાઈમાં દસ કરોડ માણસો મરી ગયાં હતાં. ઘાયલ થયેલા માણસોની સંખ્યા પણ એટલી જ મોટી હતી. આ તો માત્ર કેટલાં માણસો મર્યાં એની વાત થઈ. પણ એમાં કેટલું ધન વેડફાઈ ગયું,

કેટલા વૃદ્ધ અપંગ માણસો નિરાધાર થયા, કેટલી માતા, પત્ની કે બહેન, પુત્ર, પતિ કે ભાઈ વિનાની થઇ, કેટલા બાળકો પિતા વિનાનાં થયા-એનો કંઇ પાર નથી. લડાઈ પૂરી થઈ ત્યારથી કેટલાય દેશો આજ સુધી યુદ્ધના દેવામાં ડૂબેલા રહ્યા છે. તે ઉપરાંત દરેક દેશની દુર્દશા થઈ તે તો વળી જુદી.

યુદ્ધની ભયાનક વેદના જોઇ ત્યારથી જ લોકો શાંતિનાં સ્વપ્ન સેવવા લાગ્યા હતા અને યુદ્ધ એ કેવી હીન વસ્તુ છે, તે સમજી ગયા હતા. તરત જ માણસમાં આખી દુનિયાના વિચાર કરવાની વિવેકબુદ્ધિ પેદા થઈ, અને લડાઈ પૂરી થઈ કે તરત જ ભવિષ્યમાં ફરી આવા હત્યાકાંડ ન થાય એ માટે કેટલાક સહૃદય માણસોએ મળીને આ 'લીગ ઓફ નેશન્સ'ની સ્થાપના કરી.

'કિશોર માસિક'માંથી.

૨૬.

દરવાનને થોડા પૈસા આપી દરવાજો ઉઘડાવ્યો અને મેદાન ઉપર નીકળી ગયો તે દહાડે શરદ મહિનાનો ચંદ્ર ખીલી રહ્યો હતો. આકાશ ઘણું જ નિર્મળ હતું. ચાંદરણાંથી બધું મેદાન રૂપેરી રંગનું હોય એમ દેખાતું હતું. તે ઠેકાણે કોઈ પ્રાણી નજરે પડતું ન હતું, પણ પાણીનાં ખાબોચિયામાંથી દેડકાંઓ ડ્રેંઉ ડ્રેંઉ કરતાં હતાં; કંસારીઓ જગાએ જગાએથી બધિર ન પડે એવો અવાજ કરતી હતી, અને કોઈ કોઈ ઠેકાણેથી સાપનો શબ્દ પણ સંભળાતો હતો. એવી રીતે રાત રમણીય લાગતી હતી. આગળ ચાલતાં તેઓ સ્મશાન પાસે આવી પહોંચ્યા; ત્યાં ચાંદરણાંમાંથી ઝાડોની છાયાથી અંધારું પડતું હતું; અને સ્મશાન એ નામથી જ પેલો ખવાસ ધ્રૂજવા લાગ્યો હતો. પણ રાજાની પાસે તરવાર તથા ખંજર હતાં તથા તેના મનમાં બીક થોડી હતી. તે સ્મશાનમાં નિઃશંક થઈને ફર્યો.

નંદશંકર.

૨૭.

આ અનુભવ બહુજ ભયંકર હોવો જોઇએ. ઊભેલા માણસને પાડી નાંખે એવા ડાબા–જમણા સખત આંચકાઓથી ભૂકંપ શરૂ થયો. પછી ઊંચા નીચા આંચકા આવ્યા. પછી જાણે તોપના ધડાકા થતા હોય અથવા આકાશમાં એકસો વિમાનો સાથે ઊડતાં હોય એવો ઘુઘવાટ અને ભયંકર અવાજ થયો, અને અસંખ્ય જગ્યાએ મોટા મોટા ચીરા અને ભૂમુખો પડી તેમાંથી દસથી બાર ફૂટ જેટલાં પાણી ધસી આવ્યાં. આ બધું ઘણું કરીને ત્રણ મિનિટ કે કાંઈ વધારે ક્ષણ ચાલ્યું, અને બંધ થઈ ગયું. પણ એ ત્રણ મિનિટે બહુ જ ભયાનક હતી. જેમણે આ જોયું તેમાંના ઘણાએ પૃથ્વીનો પ્રલય આવ્યો છે એમ માન્યુ તેમાં નવાઈ નથી. શહેરોમાં ઘરો પડવાનો અવાજ, પાણીનો ધસારો, અને ધૂળથી ઢંકાઈ ગયેલું વાતાવરણ થયું હતું. ધૂળને લીધે આંખ આગળ થોડીવાર દૂર જોવું પણ અશક્ય બન્યું હતુ. ગામડાંમાં ધૂળ ઓછી હતી અને કંઈક આઘે જોઈ શકાતું હતું; પણ શાંતિથી જોનારા પ્રેક્ષક ક્યાં હોય? જેઓ બચ્યા તે ભયના માર્યા જમીન પર ચપ્પટ પડ્યા અથવા આળોટવા લાગ્યા.

મહાદેવ દેસાઈ.

૨૮

સરસ્વતીચંદ્રનો વિદ્યાભ્યાસ ઘણો વધ્યો. સત્તર અઢાર વર્ષની કુમળી વયમાં તે એમ. એ. ની પરીક્ષામાં સફળ થયો અને પછીના વર્ષમાં કાયદાની પરીક્ષામાં પણ સફળ થયો.

ઘણીક પરીક્ષાઓમાં અને ઘણાક નિબંધો લખી પારિતોષિકો, પાંડિત્યવેતનો (સ્કોલરશીપો) ચંદ્રક વગેરે તેણે મેળવ્યાં હતાં અને સર્વ ઠેકાણે ઉત્તમ વિજયી નિવડ્યો હતો. મહાશાળાના પાઠકો, પરીક્ષકો અને બીજા પ્રસિદ્ધ પંડિતો તેના ઉપર પ્રીતિ

રાખતા. તેનું મગજ સર્ગશક્તિવાળું ગણાતું. તેની રસજ્ઞતા અને રસિકતા ઊંચા પ્રકારની લેખાતી, અને વિદ્યા–લક્ષ્મીના સંગમથી સોનું અને સુગન્ધ બેનો રમણીય યોગ તેનામાં થયો લાગતો. ગર્ભ-શ્રીમંતના ગુણો સ્પષ્ટ જણાતાં છતાં શ્રીમંતાઇના સહચારી દોષ તેનામાં આવવા પામ્યા ન હતા. શરીર વ્યાયામવાળું અને કાંતિમાન હતું. મુખ પર પ્રતાપ અને કોમળતા એકઠો વાસ કરી રહ્યાં હતાં અને ફિક્કાસમાં ન ખપતાં આંખને ગમે એટલી ગૌરતા-વાળો સરસ્વતીચંદ્ર ભણ્યો ન હત, શ્રીમંત ન હત, તો પણ શરીરના રમણીય અને પૌરુષ દેખાવથી જ સર્વનું મન હરત એમ તેના વિદ્વાન મિત્રો પણ કહેતા.

ગોવર્ધનરામ.

૨૯.

અત્યાર સુધી પુરુષે પુરુષ લડતા. છોકરા છોકરીઓ માણસોનાં લોહી ઊડતાં જોતાં. કવિઓ એનાં વર્ણનો કરતા. લોકોને એ સિવાય બીજી વાતમાં રસ પડતો નહિ. દયા કે કમકમાટી જેવી વસ્તુ જ લોકો ભૂલી ગયા. પરંતુ સ્ત્રીઓ પણ યુદ્ધમાં ઊતરવા લાગી ત્યારે તો હદ વળી ગઇ. આખા સામ્રાજ્યમાં મલ્લોની શાળાઓ સ્થપાઇ અને મલ્લોનાં ધાડાં ને ધાડાં દેશમાં ફરવા લાગ્યાં. ક્રૂરતા કાંઇ એટલેથી અટકે ? એટલે જાનવરો–રીંછ, સાંઢ, વાઘ, હાથી, સિંહ, જરાફ, સાબર, મગર, સાપ લડાવવાનું ને મારવાનું દાખલ થયું. એક એક તમાશામાં હજારો પ્રાણીઓનો સંહાર થતો. દિવસોના દિવસો સુધી તમાશા ચાલતા. નીરો કરીને માનવ-કુલાંગાર, માતૃઘાતક, લોહી તરસ્યો એક બાદશાહ થયો. એણે પોતાની મોજને ખાતર આખું રોમ બળાવ્યું, અને એકવાર બગીચામાં રોશની કરવા ખ્રિસ્તીઓને રાળવાળાં પહેરણ પહેરાવી જીવતા બાળી મૂક્યા.

ચન્દ્રશંકર શુક્લ.

(૩૦)

એક મોટું વન હતું. એ વન બહુ જ મોટું હતું. એમાં ઊંચાં ઊંચાં તરુવરોનો પાર નહોતો. એ મહાવૃક્ષો એટલાં તો ઘીચ ફૂલ્યાફાલ્યાં રહેતાં કે સૂર્યનું અજવાળું પણ ત્યાં પૂરું પહોંચી શકતું નહિ. લાંબી લાંબી વેલાવેલીઓ એકબીજામાં ગૂંચવાઇ એક ઝાડેથી બીજે ઝાડે વીંટળાઇ વળગી રહેતી, ઝાડોને ઢાંકી દેતી કે વડવાઈઓની પેરે નીચે ઊતરી લટકતી. વળી એ ઝાડોની નીચે જમીન પર ચોમેર નાની વેલાવેલીઓ પથરાયેલી રહેતી. એ બધાં અસંખ્ય કાંટાઓથી ભરપૂર હતાં. ચાલનારાંઓને ડગલે ડગલે એ કાંટા વાગતા, તેમનાં શરીર ઉઝરડાતાં, ને ચાલવું મુશ્કેલ થઈ પડતું. એ ઉપરાંત અનેક જાતના ચિત્રવિચિત્ર સર્પોથી એ વન સદાય ઉભરાતું. સર્પોનો ભૂરો રંગ જમીનના રંગ સાથે એવો તો ભળી જતો કે ભોળા વટેમાર્ગુઓ કશી આશંકા કર્યા વગર તેમના પર પગ મૂકી ચાલતા અને સહેજ સહેજમાં સર્પદંશનો ભોગ થઈ પડતા.

સ્વામી આનંદ.

૩૧.

'તને કાઢી મૂકું ? શા માટે ? પછી હું અહીં રહી શું કરું ?' બન્ને હાથ મૂકી અશ્વિન બોલ્યો.

'હું બહુ ભણેલી નથી એટલે તમને કદાચ ન ગમું.'

'તું એટલી દેખાવડી છે કે બિલકુલ અભણ હોત તો પણ તું મને ગમત.'

'બહુ થયું હવે. આ કાગળો કોના આવ્યા છે ?'

'એક તો મારા મિત્રનો છે. બીજો વૉટસન સાહેબનો છે.'

'જેણે નોકરી આપવાની ના પાડી એ જ સાહેબ ને ?'

'હા.'

'એને શું લખવું પડયું ?'

'એ મને બીજી ખાનગી નોકરી અપાવે છે.'

'ખાનગી નોકરી ? કયા આગળ ? કેટલા રૂપિયાની ?' સહજ ઉત્સાહમાં આવી કુસુમે પૂછ્યું.

'કોન્ટ્રાકટરોની એક મોટી પેઢી છે તેમાં સરકારી નોકરી કરતાં પણ સારે પગારે મારી ભલામણ કરવા તેઓ ધારે છે.'

'ત્યારે ભલામણ કેમ કરતા નથી ?'

'હું એ પેઢીમાં નોકરી કરવા કબૂલ થાઉં તો તેઓ મારી ભલામણ કરે.'

'એમને કયાંથી એકદમ ઉમળકો આવ્યો ?'

'સારો માણસ માટે. આવડતને હિસાબે મને આપવી જોઈતી સરકારી નોકરી તે મને ન આપી શકયો. માટે મને અન્યાય થયો એમ લાગવાથી કાળજી રાખી મને તે ઠેકાણે પાડવા ધારે છે.'

'ત્યારે આજે તારથી જ જવાબ આપી દોને !'

'જવાબ તારાથી જ માગ્યો છે.'

'ત્યારે તાર કરી દો.'

'પણ તાર પહોંચશે તો એ નાખુશ થશે'

'કારણ ?'

'કારણ કે હું નોકરી કરવાની ના લખું છું.'

'એવું તે હોય !'

'એવું જ છે. મારે નોકરી કરવી નથી એટલું જ નહિ, પણ આ ગામ છોડીને જવું પણ નથી'

૩૨.

'મામા પેલો ભરવાડ જોયો ?'

'ક્યાં છે ?'

'જુઓ સામે બેઠો. આપણાં સૈન્યમાં શોભે એવો છે ને ?' સુરપાળે જોયો ને આંખ ઠરી.

'ચાલો એની પાસે.'

તેઓ સામે કાંઠે ગયા. પાસે જઈને સુરપાળે કહ્યું, 'રામ, રામ.'

'રામ' કરતો ભરવાડ ઊઠીને આગળ આવ્યો.

'આટલામાં ક્યાંઇ વાઘ બાઘ જડે ખરા ?'

'આંહીં વાઘ કેવા ?'

'કેમ ! કહે છે ને કે આ જંગલમાં વાઘ છે!'

'હતા પહેલાં, પણ આ ગોબાએ મારી મારીને કાઢી મૂકયા.'

'કોણે, તેં ? ત્યારે તો તું ભારે જોરાવર લાગે છે ?'

'જોરાવર તો ઠીક.'

'તમે કાંઇ નવીન સાંભળ્યા ?'

'ના ભાઈ.'

'જયશિખરી મહારાજનો દીકરો ફોજ એકઠી કરે છે.'

'હોય નહિ.'

'સાચું કહું છું. તમને ભુવડના રાજ્યમાં કેવી મજા પડે છે ?'

'અમારે જંગલમાં વસનારને બધું સરખું. પણ કહે છે કે વસ્તીને ભારે દુઃખ છે.'

'એ દુઃખ ટાળવા વનરાજ સૈન્ય એકઠું કરે છે.'

'વનરાજ કોણ ?'
'જયશિખરી મહારાજના દીકરા.'
'સારુ ભાઇ, ભગવાન એનું ભલું કરશે.'

રામનારાયણ ના. પાઠક.

૩૩.

લોકો સઘળા ઉદાસ થઈ ને તથા દુનિયા તરફની વૃત્તિ ઉઠાવી પોતપોતાના ઘર તરફ વળ્યા. માત્ર એક રજપૂત ત્યાં ઊભો રહ્યો. તેની કલ્પનાશક્તિ આ સઘળા બનાવથી એવી તો તીવ્ર થઇ ગઈ હતી કે તેણે સતીની મરતી વખતની ચીસ સાંભળી એમ તેના મનમાં બ્રાન્તિ પેઠી. એ કેવા અપશુકન ! હવે શી અવસ્થા થશે ? હવે હું શું કરું ? એવા વિચારમાં ને વિચારમાં તે ડૂબી ગયો; અને અસહ્ય દુઃખ થવાથી એક પથ્થર ઉપર બેસી નાના છોકરાની પેઠે તે રડવા લાગ્યો.

જેના મનમાં પાપ છે તેને કદી સુખ થતું નથી. દુનિયામાં જે જે બનાવો બને છે તેથી તેને નુકસાન પહોંચશે એવી તેને હમેશાં ધાસ્તી રહે છે. એક કાંકરો પડે તો તે જાણે છે કે એક પહાડ તેના ઉપર પડ્યો. તેને રાત્રે જરાપણ નિદ્રા આવતી નથી. એક ઘડી પણ ચેન પડતું નથી, ખરેખરી અને કલ્પિત દહેશતોથી તે પીડાયા કરે છે. કોપેલાં માઠાં કામનો પસ્તાવો નહિ છંટાય એવો અગ્નિ થઈ તેનું આખું શરીર બાળી નાખે છે. અને તેની પાસે ગમે તેટલું દ્રવ્ય, કુટુંબકબીલો, નોકરચાકર તથા દુનિયાનું બહારનું સુખ હોય છે તો પણ પાપનો કીડો તેનું કલેજું કોતરી ખાય છે, અને અંતે તે નરકમાં જવાની ખાતરી રાખી પોતાનો પ્રાણ મૂકે છે; એવી મહા દુઃખદાયક અવસ્થા તે રજપૂત જે કરણ જ હતો તેના મનની હતી.

નંદશંકર.

## ૩૪.

માણસજાતને જેટલી જરૂર હવાની, પાણીની અને અનાજની છે તેટલી જ કસરતની છે. એટલું ખરું કે કસરત વિના માણસ ઘણાં વર્ષો સુધી નભી શકે તેમ ખોરાક, હવા, પાણી અને અનાજ વિના ન નભી શકે. પણ કસરત વિના માણસ નીરોગી ન રહી શકે એ સર્વમાન્ય વાત છે. કસરત એટલે મોઈ દાંડિયા, ફૂટબોલ, ક્રિકેટ કે ફરવા જવું એજ નથી; કસરત એટલે શારીરિક અને માનસિક કામ. જેમ ખોરાક હાડકાં માંસને સારુ તેમજ મનને સારુ જોઈએ, તેમ કસરત શરીરને તેમજ મનને જોઈએ. શરીરને કસરત ન હોય તો શરીર માંદું રહેશે અને મનને નહિ હોય તો મન શિથિલ રહેશે. મૂઢપણું એ પણ એક પ્રકારનો રોગ જ ગણવો જોઈએ. મોટા પહેલવાન જેઓ કુસ્તી કરવામાં ભારે હોય પણ જેમનું મન ગમારના સરખું હોય તેમને આપણે નીરોગી શબ્દ લગાડીએ એ અજ્ઞાનની દશા છે. અંગ્રેજીમાં કહેવત છે કે તન્દુરસ્ત શરીરમાં તન્દુરસ્ત મન હોય તે જ માણસ આરોગ્યવાળો ગણાય.

**મહાત્મા ગાંધી.**

## ૩૫.

રાવણ બોલ્યો, " ઝેરી સર્પોની વચ્ચે વસવું બહેતર છે, હાડોહાડ દુશ્મનોની વચ્ચે વસવું પણ બહેતર છે, પણ આ ભાઈઓ કહેવાતા સગાઓની વચ્ચે વસવું ભારે આકરું છે. વિભીષણ ! તારા ધર્મના પડદા પાછળ તું કેવી કેવી હલકાઈ પોષી રહ્યો છે એની દુનિયાને ક્યાં ખબર છે ? રાવણ લંકાનો રાજા થયો એ તારી આંખમાં ખૂંચે છે ! ઈન્દ્રજીતે ઈન્દ્રને હરાવ્યો એ તારી આંખમાં ખૂંચે છે ? મેં ત્રણ લોકમાં કીર્તિ જમાવી એ તારાથી જોયું જતું નથી ? વિભીષણ ! આટલી બધી મારી શી અદેખાઈ! તું લોહીના

સંબંધથી મારો ભાઈ હોવા છતાં અંદરથી મારો શત્રુ છે. કુંભકર્ણ ! હું તને નહોતો કહેતો ? આ ધર્મની પૂંછડી કોઈકવાર આપણું સત્યાનાશ વાળશે. આજે સીતાને પાછી સોંપું તેમાં મારી આબરૂ શી ? રામે જનસ્થાનમાં આપણા તમામ રાક્ષસોને માર્યા તેનું તો કોઈ પૂછતુ નથી. વિભીષણ ! તારી સલાહે ચાલું તો તો મારે લંકાનું રાજ્ય છોડીને ફરીથી ગોકર્ણ જવું જોઈએ. વિભીષણ ! અત્યારે જો બીજો કોઈ આવું બોલ્યો હોત, તો તેનું માથું ક્યારનુંયે ધડથી જુદું પડ્યું હોત ! "

નાનાભાઈ.

## ૩૬.

ગુમાનવાળો માણસ પોતાની કિંમત હોય છે તેના કરતાં ઘણી વધારે આંકે છે અને તે પોતે જ તે કિંમત આંકવાનું માથે લઈ લે છે. માણસમાં અહંકાર તો મૂળથી જ હોય છે, તેમાં આ પ્રમાણે પોતાની કિંમત વધારે આંકવાથી ઘણો વધારો થઈ જાય છે. કોઈ હોડીના સઢમાં પવન ભરાય અને તે જોસભેર ધસડાય, એવી માણસના અંતરની સ્થિતિ ગુમાનથી થઈ જાય છે. તમે કોઈ સંગ્રહ-સ્થાનમાં કે ખાનગી ઘરમાં માણસના ચહેરાને ચપટો કે પાતળો દેખાડે એવી આરસી જોઈ છે ? ગુમાની માણસ પોતાની એવી વિચિત્ર આકૃતિ કલ્પે છે, અને તેને સાચી માનીને વર્તે છે. ફેર માત્ર એટલો હોય છે કે જ્યારે સ્થૂલ આરસીમાં પોતાનું વિકૃત મોઢું જોઈ ને પોતે અને બીજા લોકો હસે છે, ત્યારે ગુમાની માણસના મનની વિચિત્રતા તે પોતે જોઈ શકતો નથી, પણ લોકો જુએ છે અને હસતા હોય છે–ફક્ત તેને જ પોતાના સ્વરૂપની વિચિત્રતા દેખાતી નથી.

ગાર્ડ્ફ.

૩૭.

હિમાલયમાં જવાની મારા હૃદયમાં પ્રથમ ઇચ્છા ક્યારે ઉત્પન્ન થઈ તે કહેવું મુશ્કેલ છે. કદાચ મારા જન્મની સાથે જ એ પણ જન્મી હશે. કદાચ એ વંશપરંપરાગત રાષ્ટ્રીય ભાવના હશે. પ્રવાસનો વિચાર કરીએ એટલે ઘર છોડીને આપણે પરદેશ જઈએ છીએ એવી ભાવના મનમાં આવે છે. હિમાલય જવાનો મેં જ્યારે જ્યારે વિચાર કર્યો છે, ત્યારે ત્યારે હું સ્વદેશી જવાનો છું, નહિ નહિ, સ્વગૃહે જવાનો છું એવી ભાવના મારા મનમાં પ્રબલ ઊઠતી અને મનમાં ને મનમાં મને ગલગલિયાં થતાં. હજુ પણ હિમાલયની વાત કોઈ કાઢે એટલે સાસરામાં રહેતી વહુવારૂ પિયેરની વાત સાંભળીને જેટલી રાજી થાય તેટલો જ આનંદ મને થયા વગર રહેતો નથી. છોકરી પિયેરથી દૂર પડી એટલે તે સતત પિયેરને ઝંખ્યા કરે છે. એ ઝંખનાનું પરિણામ એ થાય છે કે પિયેરનું પ્રત્યક્ષ ચિત્ર એક બાજુ રહીને તે પોતાના મનમાં એક પ્રેમચિત્ર નિર્માણ કરે છે. એને પોતાને માટે આ પ્રેમચિત્ર જ એક ખરી ચીજ છે.

કાકા કાલેલકર.

૩૮.

વળી જે લોકોને ઉજાગરો વેઠવો પડે છે ને રાતે ઊંઘ માટે તરફડિયાં મારવાં પડે છે એમને પણ સવારના કોઈ ઉઠાડવા આવે કે તરત ઊંઘ આવી જાય છે. એક ગૃહસ્થનો તો એવો મત હતો કે જો રાતે નિદ્રા ન આવતી હોય તો બાર વાગ્યા પછી દર કલાકે કલાકે કોઈ આપણને ઉઠાડવા આવે એવી ગોઠવણ કરવી; જેથી જ્યારે એ ઊઠવાનું કહેવા આવે ત્યારે આપણને સુંદર ઝોકું આવી જાય અને એ રીતે આખી રાત આરામ મળે ને ઊંઘ આવે. કેટલાક લોકો એમ પણ કહે છે કે ખરી સૂવાની મજા તો ૭ વાગ્યા

પછી જ છે. જ્યારે બીજા સૌ ચા પીતા હોય કે ગામગપાટા મારતા હોય કે હજામત કરાવતા હોય કે પાડપૂજા કરતા હોય કે દુનિયાના ખબર વર્તમાનપત્રોમાં વાંચતા હોય ત્યારે બ્રહ્મમાં વિલીન થઈ જવાનો જે લૌકિક અનુભવ મળી શકે તે આપણે લેવો એ કંઈ ઓછો લાભ છે ?

ગગનવિહારી મહેતા.

૩૯.

આપણું નવીન પદ્ધતિનું શિક્ષણ પાંગળું છે. બહુ ભણીને નિરુપયોગી બનવું એના કરતાં ઓછું ભણીને ઉપયોગી બનવું વધારે સારું છે. ખેતી, સુતારીકામ, કડિયાકામ, સિલાઈ એ બધું અહીં શીખવાય છે, અને છોકરાઓ ઉમંગથી એ શીખે છે. છોકરાઓએ શિક્ષણના સ્થળે જ રહેવું એ વધારે સારું છે. શિક્ષણ અને રમતનો ગાઢો સંબંધ ત્યારે જ જળવાય છે–રમત અને શિક્ષણ એ પરસ્પર વિરોધી તત્ત્વો નથી એ ખૂબ ધ્યાનમાં રાખવા જેવું છે. આખો દિવસ છોકરાંની દેખરેખ રહે, વર્ગ સિવાયના વખતમાં પણ બાળકોની કેવી ચાલાકી છે તે જોઈ શકાય, બાળકોને સમુદાયનો લાભ સમજાય, અને શહેરની ખરાબ હવા કરતાં બહારની શુદ્ધ હવાનો ફાયદો થાય.

રમણલાલ દેસાઈ.

૪૦.

માનવી એક પર્વત નજીક ઊભો રહી વિચારે કે તેને શિખરે પહોંચવું છે. ગગનને રોધતા ઊંચા ઊંચા ટેકરા અને નાખી નજર ન પહોંચે એવી ઊંડી ખીણોમાંથી તેને સાંકડો માર્ગ મળી જાય છે. કરાડો અને ખીણોથી ભય પામનાર શિખરે પહોંચી શકતો નથી. કાર્યસિદ્ધિશૃંગ પણ એવું જ છે. ભયસ્થાનોની વિરાટ ઊંચાઈ

અને નિષ્ફળતાની ઊંડી ખીણ વચ્ચેથી માર્ગ ખોળવો રહ્યો. શિખરે પહોંચતાં સુધી એ જ નજરે ચડવાનું છે. જેને ભય ન હોય તે જ શિખરે પહોંચે. સૈન્યોની વ્યૂહરચના કરતાં વધારે કૌશલ્ય, આંતર રાષ્ટ્રીય વિષ્ટિ કરતાં પણ મોટી મુત્સદ્દીગીરી, અને પીઠ ન બતાવતી ક્ષત્રિયવટ કરતાં પણ ચડિયાતું વીરત્વ ગ્રામપુનર્ઘટનામાં પડનાર વીરે બતાવવાનાં છે. તેનાથી નિરાશ થવાય જ નહિ.

રમણલાલ દેસાઇ.

(૪૧).

પાણીમાં પડ્યા વિના માત્ર હાથ હલાવવાની વાત જાણવાથીઃ તરતાં આવડતું નથી. યુદ્ધનું શાસ્ત્ર પણ ગમે તેટલું શીખો, પણ રણભૂમિ ઉપર હિંમત, શાંતિ, સમયસૂચકતા વગેરે ગુણો તમે કેટલા રાખી શકો છો, તે ઉપર જ તમારા જયપરાજયનો આધાર છે. આ જ પ્રમાણે ધર્મનું પણ છે. ધર્મની ચાર વાતો અરણ્યની ગુફામાં બેસીને કરવાથી ધર્મ આવડતો નથી. અરણ્યની ગુફા એ પ્રાચીન રૂઢિનો દાખલો લીધો, પણ વર્તમાન સમયની ગુફાઓ થોડી નથી; યુનિવર્સિટી, પુસ્તકશાળા, પ્રાર્થનામંદિર વગેરે આ જાતની ગુફાઓ જ છે. એમાં પ્રાપ્ત કરેલું જ્ઞાન જ્યાં સુધી વ્યવહારની કસોટીએ ચડતું નથી, ત્યાં સુધી એ સિદ્ધ અને સંસ્કારી બનતું નથી. અમારા વખતના એક શિક્ષક માટે એવી વાત ચાલતી કે એમને ઘોડા પર બેસતાં આવડતું નહોતું, પણ એ ગુરુત્વ-મધ્યબિંદુનો સિદ્ધાંત જાણતા હતા, અને તેથી ગુરુત્વ-મધ્યબિંદુની રેખા ઘોડામાં રાખવી એ કરતાં મનુષ્યે ઘોડે બેસવામાં કાંઈ વિશેષ કરવાનું નથી, એમ તેઓ સમજતા હતા. આવી સમજથી તેઓ ઘોડે બેઠા, પણ ઘોડાએ એમની સમજને માન ન આપ્યું!.

આનંદશંકર ધ્રુવ.

## ૪૨.

આપણાં સામાજિક કુટુંબો દેશને લાભકારક નથી એમ તમે નહિ કહી શકો. જે અર્થશાસ્ત્ર આજ સુધી યુરોપમાં અભેદ્ય મનાતું હતું તેમાં સોશ્યાલિસ્ટ સંપ્રદાયે ભેદ પાડ્યો છે. યુરોપમાં એક ઘર અત્યંત શ્રીમંતનું તો જોડે જ અત્યંત નિર્ધનનું હોય છે; ત્યાં શ્રીમંતના ઘરમાં અન્નના ઢગલા ખરીદવા જેટલું દ્રવ્ય રસરાગમાં ઢોળાય તે જ કાળે જોડેનો નિર્ધન અપવાસ કરી પગ ઘસતો હોય છે. એ સર્વ દુર્દશાનો નાશ કરી શ્રીમંતને અને નિર્ધનને સર્વ દ્રવ્ય વહેંચી આપવાનો અભિલાષ ધરનાર જનસંઘ યુરોપમાં આજે ઊભો થયો છે અને જુદે જુદે નામે રાજાઓને, પ્રજાઓને, અને સર્વ રૂઢ વ્યવહારોને ધ્રુજાવે છે. આ સંપ્રદાયવાળાનો ધ્રુજારો એ દેશમાં કેટલું બળ કરશે, કેટલું ફાવશે વગેરેની કલ્પના કરવી આપણે જરૂરની નથી. પણ જે અભિલાષ સોશ્યાલિસ્ટો રાખે છે તે અભિલાષની ઈષ્ટાપત્તિ આપણા દેશમાં રૂપાન્તરે હું પ્રત્યક્ષ દેખું છું.

ગોવર્ધનરામ.

## ૪૩.

મનોબળ ન હોય તો ઉપવાસ થઈ શકતો નથી. નિશ્ચય ન હોવાથી ઘણાઓ ઉપવાસ કર્યા પછી તુરત જ તોડી નાખે છે. ઉપવાસ એ એક જાતની વેઠ છે એમ સમજી ન કરવો. પણ પૂર્ણ શ્રદ્ધાથી તેના નિયમાનુસાર કરવો. ઘણાંનાં સગાંવહાલાં અને મિત્રોનો ઉપવાસ સામે વિરોધ હોય છે, અને તેઓ કંઈક ને કંઈક તો ખાવું જોઈએ એમ આગ્રહ કર્યા કરે છે. છેવટે દૂધ જેવો ખોરાક પણ લેવાની ફરજ પાડે છે. આવા દુરાગ્રહને વશ થઈ ઉપવાસ કરનારે આનો વિચાર કરી તેને માટે દૃઢ મનોબળ રાખવું જોઈએ.

ઉપવાસ દરમિયાન ખૂબ પાણી પીવાની ટેવ પાડવી ને ખુલ્લી

હવામાં બની શકે તેટલું ફરવું. આપણું શરીર સારું થયા કરે છે એમ માન્યા કરવું. ઉપવાસમાં સૌથી પહેલો ફાયદો ફેફસાને થાય છે. તેથી રૂધિર સાફ થવાની ક્રિયામાં ઘણો વધારો થાય છે, શરીર ઉપર લાલાશ આવશે, ખાવા ઉપર અણગમો થશે; ને ઘણીવાર તો સારી સારી વાનીઓ સામે હોવા છતાં પણ તે ખાવાની મરજી નહિ થાય.

ચુનીલાલ પટેલ.

૪૪.

સંપત્તિ–વિપત્તિમાં કેવી રીતે વર્તવું તે વિષે આવા આવા વિચારની ક્યાંથી સમજણ પડે; તો પણ સંપત્તિ–વિપત્તિમાં ઝબકોળાયેલા પુરુષો કેવી રીતે પાર ઊતર્યા છે, એ જાણવાથી વિશેષ સમજણ પડવાનો અને અનુકરણ કરવાનો સંભવ છે; માટે સત્પુરુષોનાં જીવનચરિત વાંચવાની બહુ અગત્ય છે. " અન્ન એવો ઓડકાર " એ યથાર્થ છે, માટે સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવાં, ઉચ્ચ વિચાર કરવા, અને ઉચ્ચ મન રાખવું. આપણી શંકા ઉપર જોઈ ને એમ ન સમજવું, કે આપણાથી અમુક કામ નહિ થઈ શકે. ઈશ્વરકૃપા હોય છે, તો તુચ્છ મનુષ્ય મહત્ કર્મ કરનાર થાય છેઃ માટે સદા શુભ વાસના અને ઉન્નતેચ્છા રાખવી, ને સાહસિક થઈ અરતોદયના માર્ગમાં સદા સ્થિર રહેવાનો પ્રયત્ન કરવો. સદાકાળ ઊંચી ગતિ થાય એવો દૃઢ નિશ્ચય કરી તે તરફ દૃષ્ટિ રાખી જગતમાં વર્તવું.

મનસુખરામ ત્રિપાઠી.

૪૫.

કહે છે કે બધા મહાપુરુષો 'ટાઈમ ટેબલ' રાખતા ને તે પ્રમાણે વર્તતા. મહાપુરુષો વિષે કહેવાય છે એમાંની ઘણી વાતો 'લઘુપુરુષો'એ જોડી કાઢેલી હોય છે. 'છતાં આ વાતમાં કંઈ તથ્ય હોય તો પણ તેઓ 'ટાઈમ ટેબલ' ઘડીને ચાલતા હના માટે

મહાપુરુષ થયા હતા એમ વક્તવ્ય હોય તો તે ખોટું છે. 'ટાઈમ ટેબલ' પ્રમાણે ચાલતા માટે તેઓ મહાપુરુષ થયા એમ માનવા કરતાં તેઓ મહાપુરષ હતા માટે 'ટાઈમ ટેબલ' પ્રમાણે ચાલી શકતા એમ માનવું વધારે સયુક્તિક છે. 'ટાઈમ ટેબલ' પ્રમાણે તો ટ્રેન પણ ચાલી શકતી નથી તો આપણા જેવા સામાન્ય મનુષ્યનું શું ગજું કે 'ટાઈમ ટેબલ' પ્રમાણે બરાબર ચાલી શકીએ? 'ટાઈમ ટેબલ' બનાવવામાં યે દુ:ખ પડે છે, તેનું અનુસરણ કરવામાં યે દુ:ખ પડે છે. પરંતુ રેલવેના 'ટાઇમટેબલ'ની વિશિષ્ટતા એ છે કે તેને બનાવવામાં તો બહુ મહેનત પડે જ છે. એ માટે ખાસ નીમવામાં આવેલા અધિકારી મોટા પગારે લાંબો સમય એ કાર્ય પાછળ ગાળે છે ત્યારે 'ટાઈમ ટેબલ' તૈયાર થાય છે. એ તૈયાર થયેલા 'ટાઈમ ટેબલ' પ્રમાણે બિચારી ટ્રેનો ચાલવાને બહુ બહુ પ્રયાસ કરે છે, પણ કંઈ ને કંઈ ઉપાધિ એને નડયા વગર રહેતી નથી.

જ્યોતીન્દ્ર દવે.

(૪૬)

જે દેશમાં ઉત્તમ કવિઓ હોય છે તે ઘણો સુખી દેશ છે. જે સાહિત્યમાં ઉત્તમ કાવ્યો હોય છે તે ઘણું જ ઉત્કૃષ્ટ છે. કવિતા એ મનુષ્યનું મોટામાં મોટું આરામનું સાધન છે. તેને બળે દુ:ખીનું દુ:ખ કંઈક કમી થઇ શકે છે ને સુખીનું સુખ વધી શકે છે. સુંદર વસ્તુને તે વધારે સુંદર બનાવે છે ને શુષ્ક વસ્તુની શુષ્કતાને તે હરી શકે છે. કવિતાથી જો આટલો જ લાભ મળતો હોય તો તે બહુ મોટો જ છે. પણ આવી દૃષ્ટિએ કવિતાનું નિરીક્ષણ કરવું એ કવિતાને મોટો અન્યાય કર્યા બરાબર છે. સુન્દર વસ્તુની ઉત્કૃષ્ટતા તેની સુંદરતાના નિરીક્ષણમાં છે નહિ કે તેની ઉપયોગિતાની ચર્ચામાં—તેની ઉપયોગિતામાં.

કવિતામા મધુરતા છે, પણ તે અન્યમ્ત છે, કવિનામાં રસ છે, પણ તે સૂચિત છે કવિતા તેટના માટેજ અમિત આનંદનો અમૂલ્ય ઝરો છે કવિતામા અપરિમિતતા છે.

અતિસુખશંકર ત્રિવેદી



વિપત્તિ કોને નથી આવતી ? સસારમાત્ર વિપત્તિનો જ ભરેલો છે એક વૃદ્ધ માતાનો એકનો એક જુવાન પુત્ર મરી ગયો, ત્યારે તે પણ તેની પાછળ મરવાને તત્પર થઈ ગામના લોકે બહુ વારી, સમજાવી, પણ તે માને નહિ. ત્યારે સર્વે તેને મહાત્મા શ્રી બુદ્ધ પાસે લઈ ગયા બુદ્ધદેવે કહ્યુ કે "મા, તમે થોડાક રાઈના દાણા લાવો તો તમારો દીકરો જીવતો કરી આપુ" ડોશી કહે કે "હા, એ તો સહજ છે.' ત્યારે બુદ્ધદેવે કહ્યુ કે "તે તો ખરુ, પણ જેના ઘરમાં કોઈ કદી પણ મરી ના ગયુ હોય તેના ઘરમાની રાઈ જોઈએ" ડોશી કહે કે ઠીક છે, પછી ડોશી ગામમા ઘેર ઘેર ફરી, પણ એક ઘર એવુ ન મળ્યુ કે જ્યા કોઈને કોઈ મૂવુ ના હોય, એટલે રાઈ ન મળવાથી નિરાશ થઈ બેઠી ને વિચાર કરતા સમજી કે સર્વના મરે છે તો મારો દીકરો મરે તેમા શુ ? ફરી બુદ્ધદેવ પાસે ગઈ જ નહિ, તેમ છોકરા સાથે મોઈ પણ નહિ. એમ મરણ તેમ સર્વ પ્રકારની વિપત્તિથી જ સસાર ભરેલો છે

મણિલાલ દ્વિવેદી



વળી નમ્રતા એટલે નિર્બળતા નહિ એ પણ ધ્યાનમા રાખવુ જોઈએ નમ્ર માણસ દૃઢ હોઈ શકે છે નમ્રતા એટલે પોતાની જાતમા વિશ્વાસનો અભાવ એવુ પણ સમજવાનું નથી નમ્રતા અને નિર્બળતા વચ્ચેની અને સ્વમાન અને ગુમાન વચ્ચેની રેખા નક્કી કરવા

માટે વિવેકની જરૂર છે. નમ્રતાનું આચરણ કેટલીકવાર દેખાય છે તેટલું સહેલું નથી હોતું. શ્રીકૃષ્ણે રાજસૂય યજ્ઞમાં શિશુપાળની ગાળો સહન કરી લીધી અને છેવટે સ્વમાન ખાતર તેની જોડે યુદ્ધ કરી તેનો વિનાશ કર્યો. બન્ને કાર્યોમાં તેણે ક્ષમાશીલ અને સ્વમાની આચરણ બતાવ્યું ગણી શકાય. એ જ શ્રીકૃષ્ણે ભૃગુઋષિના પગનો પ્રહાર સહન કરી લીધો.

પ્રભુના દિવ્ય સામ્રાજ્યનો વારસો જેઓ નમ્ર હોય છે તેમને મળે છે.

ગાર્ગ્ય.

(૪૯)

પરમેશ્વરની ગતિ અકળ છે તથા તેનાં કામોનાં કારણો શોધી કઢાય એવાં નથી. માણસ ઉપર જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે ઘણું કરીને સામટું જ આવી પડે છે અને એ સઘળી આફતોમાં જે માણસ પોતાનું ધૈર્ય છોડતો નથી, તથા પરમેશ્વર ઉપરનો જેનો દૃઢ વિશ્વાસ જરા પણ ડગતો નથી તે માણસ ખરેખર ધર્મી તથા તે જ ખરો ઈશ્વરનો ભક્ત જાણવો. માણસના વિશ્વાસની તથા ભક્તિની એ પ્રમાણે પરમેશ્વર પરીક્ષા લે છે, તેમાંથી ઘણા થોડા જ પસાર થાય છે.

હમણાં તો કરણ રાજાનો વારો આવ્યો, અને જે વખતે તેનાં આગલાં દુઃખોના ઘા પૂરેપૂરા રૂઝયા ન હતા, તથા જે વખતે સુખનો જરા સ્વાદ ચાખવા માડ્યો હતો તે વખતે તેને એક બીજો કારી જખમ લાગ્યો. મોતના દૂત તેના એકાંત કિલ્લા ઉપર ઊતર્યા, અને એક ઝપાટો મારી તેની વહાલી છોકરી કનકદેવી જે હમણાં તેર વર્ષની થઈ હતી, જે તેનાં સઘળાં સુખનું મૂળ હતું, જે તેની નિર્બળ અવસ્થાનો આધાર હતો તેને ઘસડી ગયા.

૫૦.

પ્રવૃત્તિ ન હોય તો માણસનું જીવિત વિષમ થાય છે. તેનાં શરીર અને મન બે બગડે છે, ને નવરાં બેઠાં નખોદ વાળવાનું સૂઝે છે. પણ એ વિના બીજું ન્યાયનું પણ કારણ છે, એ વિચારી આપણે સર્વદા પ્રવૃત્તિમાં રહેવું આવશ્યક છે. આપણે જેટલું ખાઈએ છીએ, ભોગવીએ છીએ, વાપરીએ છીએ, તેટલું કોઈપણ પ્રકારના શ્રમ વિના પેદા થયું નથી એ તો નિશ્ચય છે. તો એ શ્રમમાં આપણે કેટલો ભાગ લીધો છે? બીજી રીતે કહીએ તો આપણે આપણા ભોગવવામાં આવતી વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે કેટલું મૂલ્ય આપ્યું છે? બાપદાદા પાસેથી પ્રાપ્ત થયું હોય તેને જ ભોગવ્યા કરવામાં આપણે અન્યાય કરીએ છીએ, કેમકે તેમને પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરતાં શ્રમ તો પડ્યો જ હશે. તો તેમાં આપણે કેટલો ભાગ આપીએ છીએ? આપણને જે પ્રકારનો ઉદ્યોગ કરતાં આવડતો હોય તે પ્રકારનો શ્રમ કરી આપણે આપણા ઉપભોગની વસ્તુઓનું મૂલ્ય વાળી આપવું જોઈએ. પારકા ઉદ્યોગનું ફળ ભોગવવાની આશાથી તો પોતાને હાનિ થાય છે, એટલું જ નહિ પણ પરિણામે આખા દેશને હાનિ થાય છે.

મણિલાલ દ્વિવેદી.

૫૧.

પણ એ પલમાં સાગરમાં ને આકાશમાં રંગની રેલમછેલ ઊડે છે. એડનથી પોર્ટ સૈયદ સુધીનો સૂર્યાસ્ત જેણે નથી જોયો તેને તેજની મોહકતા શું છે તેનો ખ્યાલ નથી. સોનાનાં શિખરો પર શિખરો ક્ષિતિજ પર થાય છે અને સોનાનાં વિવિધરંગી વહેણો સમુદ્રમાં વહે છે, અને એ સુવર્ણરંગી ભભક પર ભુરાશનો પટ પ્રસરતો જાય છે. અંધકાર વધે છે અને રાત-મુગ્ધાસમી મોહક-દશ દિશાને આલિંગે છે.

પણ જ્યારે અમૃતનાથ ઊગે છે—ને અમે પૂર્ણિમાએ પશ્ચિમમાં જવા નીકળ્યા હતા, એટલે એક બે રાત પૂર્ણિમા પહોંચી એમ અમને કહેવામાં આવ્યું હતું—ત્યારે હૃદયની ઊર્મિઓ ઉચ્ચારવાને હું અશક્ત બનુ છું. ચારે તરફ સમુદ્રને વ્યોમ એક થયેલું દેખાય છે; ને તેના પર, સ્ટીમર પર, અમારા પર પ્રેમના સ્થૂલ દેહ સમી કૌમુદીની અવર્ણનીય, અસ્પર્શ્ય ને મીઠી મોહકતા પ્રસરે છે. અને આ મોહકતામાં સૂર્યાસ્તે હતો તેવો જ, પણ તેથી સરસ અને આકર્ષક માર્ગ સ્ટીમર આગળથી પહોળો થતો, રૂપેરી સરોવરમાંથી ઊગતા ચન્દ્રમા આગળ પહોંચે છે. કીર્તિનો, સ્વર્ગનો, મોક્ષનો માર્ગ આ કૌમુદીમાર્ગ આગળ અકારો લાગે છે. રસ્તો સરસ અને શોભીતો હતો. તે વિશાળ થતા પંથે જતાં થાક નહોતો લાગતો. ત્રિવિધ તાપનાં નામ પણ ત્યાં સંભળાતાં નહિ. દૂર અને દૂર રહી નિશાનાથ પ્રેમની અદ્ભુત પ્રતિમા સરખો આકર્ષતો. અંતરમાં ઉત્સાહ અને આનંદ ઊછળતો. માર્ગ જેવો રસિક હતો તેવો લાંબો હતો. તે વાટે જવું સહેલું લાગ્યું.

કનૈયાલાલ મુનશી.

૫૨.

મેઘધનુષ કેવું રળિયામણું દેખાય છે? જ્યારે આકાશના એક છેડાથી બીજા છેડા સુધી મેઘધનુષ, નાના પ્રકારના રંગ ઝળકાવી રહે છે ત્યારે જે શોભા થાય છે તેનું શું પૂછવું! મેઘધનુષના જેવો જગતમાં એક પણ બીજો રમણીય દેખાવ નથી. એ જોતાં જ માણસનો આત્મા પ્રસન્ન થઈ જાય છે અને સઘળાની દૃષ્ટિ એ સૃષ્ટિની લલિત લીલા ઉપર જડિત થઈ જાય છે. એને કોઈ ઇંદ્રધનુષ પણ કહે છે, પરન્તુ જો એને ઇંદ્રધનુષ કલ્પીએ, તો તેનું વજ્ર અને આ બન્નેને વાપરવાના એ સ્વર્ગરાજે છેક જુદા જ સમય રાખ્યા હશે એમ પણ ધારવું જોઈએ. વજ્ર જેમ મેઘદેવનું સામર્થ્ય બતાવે છે; તેમજ આ તેનું પરમલાલિત્ય સૂચવે છે. જો દુષ્ટ દૈત્યોનો સંહાર

કરતી વખતે ઈંદ્ર વજ્ર સજીને જતા હશે, તો એમ ધારીએ છીએ કે કલ્પવૃક્ષોની કુંજમાં અપ્સરાઓના સાથમાં રાસરમણ વેળાએ આ ધનુષ્ય ધારણ કરતો હશે. બીજા શબ્દોમાં બોલીએ તો વજ્ર એ મેઘરાજાના ભયાનક-રૂપનું ચિહ્ન છે અને ઇંદ્રધનુષ એ તેની વિશ્વ-પાલક દયાને સૂચવે છે!

નવલરામ.

૫૩.

દુનિયામાં સંપૂર્ણ કોણ છે? અભિમાન પણ સર્વને હોય છે, દોષ પણ સર્વમાં હોય છે, પણ સમજવાનું એટલું છે કે આપણે આપણા દોષ ઉપર દૃષ્ટિ ન કરતાં પારકાનામાં તેવા દોષ હોય તો તુરત નિંદવા મંડીએ છીએ એ કેવી મૂર્ખાઈ છે? તેમાં પણ માણસની કોઈ પણ ખામી કે તેનો કોઈપણ દોષ જે પ્રસિદ્ધ કરવાથી કોઈને કશો લાભ થતો નથી, તેને ચૂંથીચૂંથીને ચાવવામાં માત્ર તેમ કરવાની જ હલકાઇ પ્રસિદ્ધ થાય છે. દુનિયા માત્ર દોષવાળી છે, એમ જાણી સર્વત્ર દોષને બદલે ગુણને જ જોવો, તેને જ પકડવો, ને વખાણવો. કોઈ નકારામાં નઠારી વસ્તુ પણ એવી નથી કે જેમાં કાંઈ દોષ નહિ હોય, પણ ઉદાર માણસોએ સર્વત્ર ગુણનું જ દર્શન કરવું; દોષ ઉપર દૃષ્ટિ જ કરવી નહિ.

મણિલાલ દ્વિવેદી.

૫૪.

જે ભૂમિમાં એકવાર ગાય, ઘેટાં, ઘોડા આદિ પ્રાણીઓને ચરવા માટે ગોચર હતાં ત્યાં આજ મનુષ્યના મહાન પરિશ્રમથી એક મનોરંજક નાનું નગર વસ્યું છે. આ રમણીય સ્થાનમાં રંગબેરંગી પુષ્પો ખીલે છે, સ્વાદિષ્ટ ફળો નીપજે છે, ઉત્તુંગ વૃક્ષો શોભે છે અને વિરલ પંખીઓના શ્રવણસુભગ સૂરો સંભળાય છે. નહાનાં નહાનાં ઝરણાંઓની મનોહર શ્વેત રેખાઓથી અંકિત અનેક લીલાં-

છમ મેદાનો જ્યાં ત્યાં પથરાયેલાં છે. પરંતુ કેટલીકવાર જ્યારે અતિશય હિમ પડે છે, બરફનાં પ્રચંડ તોફાનો મંડાય છે, અને મુસળધાર વરસાદ વરસે છે ત્યારે આ મનોહર પુષ્પવાટિકા કરમાઈ જાય છે. પરંતુ વનસ્પતિજગતનું અખૂટ દ્રવ્ય આ ફળદ્રૂપ ભૂમિમાં ભર્યું છે. ફરી પાછું નવું સર્જન થાય છે અને આ મનોરમ ઉદ્યાનભૂમિ અભિનવ અંકુરોથી ખીલવા માંડે છે.

રતિલાલ ત્રિવેદી.

## ૫૫.

દરિયા નજીક નાળિયેરીનું વન છે. ગુજરાતમાં ઝાડનું સૌન્દર્ય છે; પણ આ તાડવનનું સૌન્દર્ય ગુજરાતમાં અજ્ઞાત છે. ગુજરાતમાં અહીં તહીં ઊગતી ખજૂરી કે નાળિયેરી સુંદર નથી દેખાતી. કોઈ મોટું માણસ બીજા સાથે ભળી ન શકે અને અતડું થઈ એક બાજુ ઊભું રહે તેવાં એ વૃક્ષો ગુજરાતમાં દેખાય છે. પણ તાડનું આખું વન કંઈ ઓર સૌન્દર્યવાળું દેખાય છે.

કોઈ મહાન મકાનના અનંત થાંભલા જેવાં તેનાં લાંબાં થડો, ઉપરના છત્રથી નીચે છાયા–તેજનું સૌમ્ય મિશ્રણ, અને નિરંતર ચાલતો તેનાં પાંદડાંનો મર્મર ધ્વનિ કોઈ જુદી જ અસર કરે છે. અને એ મર્મર ધ્વનિમાં, તમરાંનો અનિયમિત તીણો અવાજ જુદી જુદી જગાએથી ઓચિંતો ઊઠતો વૈચિત્ર્ય પૂરે છે.

મારા સાહિત્યરસિક મિત્રે આ નાળિયેરીઓનું વર્ણન કરી બતાવ્યું. તેમણે કહ્યું કે નાળિયેરીઓ પવનથી ધીમે ધીમે ઘણા જ લાલિત્યથી ઝૂકે છે; અને ત્યારે, જાપાની સ્ત્રીપુરુષો મળતાં, એક બીજાને અભિનન્દન આપતાં દૂર ઊભાં ઊભાં જરા જરા માથું નમાવે છે તેવી દેખાય છે.

રામનારાયણ વિ. પાઠક.

૫૬.

મન ઉપર સંયમ રાખવાની સાથે જ શરીર ઉપર પણ સંયમ રાખવાની અપેક્ષા છે. ઘણાકને આપણે એમ બોલતા સાંભળીએ છીએ કે અમારા મનમાં તો આમ હતું, પણ આમ થઈ ગયું: આ બોલવું માત્ર પોતાની જાતને તેમ સામાને ઠગવા માટે જ ખોળી કાઢેલું છે. મનમાં જો નિશ્ચય હોય તો શરીર કોઈ દિવસ પોતાની મેળે તેથી અવળું ચાલી શકતું નથી. ઊલટું એ તો કોઈવાર થાય છે કે મનમાં કોઈ વિચાર નકારો થયો હોય, પણ શરીરને તે પ્રમાણે ચાલવા ન દીધું હોય તો તે વિચાર નાશ પામી શકે છે. મનનો નિશ્ચય એ જ શરીરને પણ ચલાવવાને સમર્થ છે; પણ સંયમથી એટલું જ કરવાનું છે. મનના અંકુશમાંથી શરીરને કદાપિ ખસવા દેવું નહિ. ઘણાક એમ સમજે છે કે શરીરના નિર્દોષ ઉપભોગથી સંયમમાં ભંગ થતો નથી, પણ શરીરને ઉપભોગ વિનાના લાલન. પાલનથી આળસની ને અયોગ્ય નરમાશની ટેવ પડે છે, ને તેથી તે મનના તાબામાંથી પણ નીકળી જવાનું ધીમે ધીમે શીખે છે. માટે નાની મોટી સર્વ બાબતમાં શરીરને પણ યોગ્ય રીતે અંકુશમાં રાખતાં શીખવું.

મણિલાલ દ્વિવેદી.

૫૭.

શ્રીકૃષ્ણના પાછા આવવાથી સર્વને અતિશય આનંદ થયો એનું કારણ એ કે તેમના ગયા પછી દ્વારકાની ઘણી જ દુર્દશા થઈ હતી. શ્રીકૃષ્ણની દ્વારકામાંની ગેરહાજરીની તક સાધી શિશુપાલે પોતાના ઘણા દિવસનો રોષ દ્વારકા ઉપર કાઢયો. તેણે દ્વારકા ઉપર ચડાઈ કરી તે હસ્તગત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તે સફળ

થયો નહિ, એટલે જતાં જતાં તેણે દ્વારકાને આગ લગાડી સળગાવી દીધી. તેણે નાખેલા અગ્નિથી દ્વારકાનો ઘણો ભાગ બળી ગયો. શ્રીકૃષ્ણે પાછા આવ્યા પછી નિરાશ ન થતાં દ્વારકાની પુનર્રચના અધિક વિસ્તૃત રીતિથી અને વૈભવથી કરી. પ્રત્યક્ષ વિશ્વકર્માની સહાય લઇ તેમણે આ વખતે દ્વારકાને વૈકુંઠના જેવી બનાવી. ચારે બાજુ સુન્દર બાગબગીચા નિર્માણ કર્યા. આખા શહેરમાં ચાર ઊભા અને ચાર આડા એવા વિસ્તીર્ણ રસ્તાની આંકણી કરી. સોળ મોટા મોટા ચોક પાડ્યા અને તે સર્વ સુશોભિત કર્યા. મોટા મોટા નવીન પ્રાસાદો નિર્માણ કરી તેને સુવર્ણ, મૌક્તિક, વૈદૂર્ય, સ્ફટિક ઇત્યાદિ રત્નોથી સુશોભિત કર્યા સોનાના કળશોથી સુશોભિત કરેલાં તેમનાં શિખરો મેરુ પર્વતનાં શિખરો સમાન શોભવા લાગ્યાં. શ્રી કૃષ્ણે પોતાના માટે ચાર યોજન લાંબી અને પહોળી જગ્યામાં એક કીમતી પ્રાસાદ બંધાવ્યો. તેમાં તરતાં ઉપવનો, કૃત્રિમ ક્રીડાપર્વતો અને રત્નખચિત પગથીવાળી અનેક નિસરણીઓ હતી. બ્રાહ્મણોના સત્કાર માટે અને પૂજા માટે એક સ્વતન્ત્ર દિવ્ય સભા હતી. તેમાંના બાગમાં સર્વ ઋતુમા પ્રફુલ્લિત થતારાં સુવાસિત ફૂલો અને સ્વાદિષ્ટ ફળોનાં ઝાડ હતાં. તેના ઉપર જુદી જુદી જાતના મધુર શબ્દ કરનારાં પક્ષીઓ રહેતાં. આ પ્રમાણે મંદિર બંધાવી તેમણે તે મહેલમાં પોતાના સ્ત્રીપુત્રપરિવાર સાથે પ્રવેશ કર્યો.

કૃષ્ણપ્રસાદ શાસ્ત્રી ( મૂળ લેખક સી. વી. વૈદ્ય ).

૫૮.

પણ હવે ટીકા કોણે કરવી ? કેટલાએક ટીકા કરે છે તે એવી મતલબથી કે આપણે લખતાં નથી આવડતું ત્યારે ટીકા કરીને લખનારને નિંદીએ અને જગતમાં તેની બેઆબરૂ કરીએ. આવા ટીકાકારને ધિક્કાર છે. જેનામાં સ્વાભાવિક બુદ્ધિ, પ્રાપ્ત કરેલી વિદ્યા

અને સારું નરસું સમજવાનું રસજ્ઞાન છે, તે ટીકા કરવાને યોગ્ય છે. જેને જે વાતની ખબર નથી તેણે તે વાત ઉપર ટીકા કરવી નહિ. જે વાત ઉપર ટીકા કરવી હોય તે વાતનું ટીકા કરનારે થોડું ઘણું પણ અનુભવજ્ઞાન મેળવવું જોઈએ. જેણે સારી ટીકા કરવી છે તેણે તો પૂરું જ્ઞાન મેળવવું જોઇએ. ઇન્સાફ કરવો અઘરો છે. જો ઈન્સાફ ન થયો તો બિચારો ગ્રન્થકાર વગર કારણે માર્યો જાય અથવા સરપાવ લઈ જાય. માટે ટીકા કરનારે બરાબર ન્યાય કરવો જોઈએ, ને એ શક્તિ મેળવવાને સારુ તેણે જાતે ન્યાય કરવાની બાબત ઉપર ચોકખું જ્ઞાન મેળવવું જોઇએ. કોઈ એ દ્વેષભાવથી ટીકા કરવી નહિ.

**નર્મદાશંકર.**

(૫૯)

સ્ટેલીન ક્વચિત જ ગુસ્સે થાય છે, પરંતુ તે જ્યારે ક્રોધે ભરાય છે ત્યારે ક્રોધની સાક્ષાત્ જ્વાળા! આજ્ઞાનું ઉલ્લંઘન તેને માટે અસહ્ય છે. સામ્યવાદી વિચારો માટે સહાનુભૂતિ નહિ રાખનારને તુચ્છ સમજે છે. એક પળે ગુસ્સે થઈ જવું અને બીજી પળે નરમઘેંસ થઈ જવું એ એની પ્રતિભા છે. પોતાનાં દળની અથવા સામ્યવાદી કાર્યકારિણી સમિતિની બેઠકમાં એ ચૂંપ બેસી રહી બધાની વાતો સાંભળે છે, પરંતુ તે જ્યારે બોલે છે ત્યારે તેનું બોલવું એટલું બધું ફિલસૂફી ભરેલું હોય છે કે બધા સ્તબ્ધ થઈ સાંભળે છે. સ્ટેલીનને સામ્યવાદમાં પાકો તથા પૂરો વિશ્વાસ છે. પરંતુ એ ટ્રોત્સકી જેવો ઉગ્ર સામ્યવાદી નથી.

પરંતુ સ્ટેલીનમાં એક મોટો દુર્ગુણ છે. જે હાલના રશિયા માટે સૌથી મોટો ગુણ થઈ ગયો છે. સ્ટેલીનને અધિકારનો લોભ બહુ છે. આના કારણે સ્ટેલીન આજે ઝાર કરતાં વધારે સત્તા ધરાવે

છે. બોલવા માટે રશિયામાં સોવિયેટ શાસન છે. પરંતુ ખરી રીતે તો હાલ સ્ટેલીનશાહી ચાલે છે.

ઈબ્રાહીમ મિસ્ત્રી

૬૦.

હારેલો અને થાકેલો દૈવી કૃષ્ણ આગળ ને આગળ પોતાનો રસ્તો કાપ્યો જતો હતો. મહાભારતના યુદ્ધને જીતનાર, અર્જુનનો સખા અને સારથી, કંસને મારનાર, કાલિયાનાગને મર્દન કરનાર, અનેક દૈત્યનો કાળ અને અનેક ઋષિમુનિઓનાં ભક્તિગાનોનો પાત્ર, ગોપીઓનો પ્રિય શ્રીકૃષ્ણ આજે અસહાય દશામાં વિશ્રામસ્થાનની શોધમાં ફોગટ ફાંફાં મારતો હતો.

એને એક મિત્ર રહ્યો ન હતો. એકે સ્વજન રહ્યો ન હતો. જિંદગીમાં નાનાં મોટાં મહાભારત આદિ અનેક યુદ્ધોમાં અને છેવટે યાદવાસ્થલીમાં એ સૌ ખપી ગયાં હતાં. રહ્યો માત્ર એ એકલો, ભક્તવિહોણો, મિત્રવિહોણો, સોળહજાર અને આઠ પત્નીઓ વિહોણો. જેનો પડયો બોલ ઝીલવા માનવો ને દેવોનું આખું વિશ્વ ખડે પગે રહેતું, તેમાંથી એક પણ આજે તેનો સાથ કરવાને તૈયાર નહોતું.

ખરા તડકામાં ચાલી ચાલીને તાપ ને ભૂખમરાથી કૃષ્ણના પ્રાણ આકુળ વ્યાકુળ થતા હતા. સામે એક ઝૂંપડીમાં એક ગોવાલણી ગાયો દોહતી હતી. આખી જિંદગીમાં સ્ત્રીજને કૃષ્ણનો આદર સત્કાર સૌથી વધારેમાં વધારે કર્યો હતો. કૃષ્ણે આશામાં ઝુંપડી તરફ પગલાં વાળ્યાં.

લીલાવતી મુનશી

## ૬૧.

લવજીના ગુજરી ગયા પછી તેના દીકરાઓએ તેનો ધંધો આગળ ધપાવ્યો. સન ૧૭૭૬ થી ૧૭૯૦ સુધી પશ્ચિમના કિનારા પર અંગ્રેજોની લડાઈ ચાલતી હતી. તેથી જહાજો બાંધવાનું અને દુરસ્ત કરવાનું કામ ઘણું અગત્યનું બન્યું. તે બધું કામ માણેકજી અને બમનજી જ કરતા હતા. તેમનાં બાંધેલાં જહાજો મજબૂત, સુડોળ અને સુંદર હતાં. યુરોપના મોટા મોટા કારીગરો પણ તેનાં મુક્તકંઠે વખાણ કરતા હતા. ઈંગ્લાંડના પ્રધાનમંડળના મનમાં એવો એક વિચાર આવ્યો કે એક કુશળ અંગ્રેજ કારીગર મુંબઈ મોકલવો અને તેની દેખરેખ નીચે લવજીના કારખાનામા આરમારો તૈયાર કરાવવો; પણ નૌકા ખાતાના એક સભાસદ સર ટૉમસ ટ્રૌબ્રીજે એવી ખાત્રી આપી કે લવજીના કારખાનામાં એટલાં તો સરસ જહાજ તૈયાર થાય છે કે તેને અંગ્રેજ કારીગરની સલાહ અથવા સહાયની જરા પણ જરૂર નથી. ત્યાર પછી છત્રીસ છત્રીસ તોપવાળા બે લડાઈનાં જહાજો અને એક ૭૪ તોપવાળું લડાઈનું જહાજ તૈયાર કરવાની વરદી જમશેદજી અને ફરામજીને મળી. આ આરમારો એવી તો ઉત્તમ કારીગરીવાળી અને કોઇ પણ પ્રકારની ખામી વિનાની બની કે નૌકાયુદ્ધ ખાતાનાં સારામાં સારાં પ્રમાણપત્રો આવ્યાં. અને એ કારખાનાનું નામ સાંભળી યુરોપના બીજા દેશોના વેપારીઓ પણ જમશેદજીના કારખાનામાં પોતાનાં જહાજો બંધાવવા લાગ્યા. એ જ અરસામાં મુંબઇમાં મોટા મોટા ડક્કાઓ પણ બંધાવવામાં આવ્યા.

વિજયા દેસાઇ.

## ૬૨.

પહેલાં આર્ય લોકો કહે છે કે મધ્ય એશિયાના, તો કોઇ કહે છે કે આર્ટિક મહાસાગરની પાસેના પ્રદેશના રહેવાસીઓ હતા. ત્યાંથી

વીખરાઈને હવે આખું જગત વ્યાપી રહ્યા છે. અંગ્રેજ લોકોની વસાહતો આખા જગતમાં ફેલાઈ છે, અને હિન્દી લોકોમાં સાહસ ઓછું છતાં તેઓએ પણ ભૂખમરાને લીધે ફીજી, આફ્રિકા જેવા દૂર દૂરના પ્રદેશોમાં પોતાના બચ્ચાને મોકલ્યાં છે. એવું ભૂખમરાનું ધૈર્ય પશુઓમાં પણ કેટલીક વાર દેખાય છે. કહે છે કે બસો વરસ પહેલાં ભૂરા રંગના ઊંદરડાનું એક મોટું ટોળું હિંદુસ્તાન છોડીને ઈરાનમાં થઈને યુરોપમાં ગયું અને તેણે આખું યુરોપ કબજે કર્યું. આ સૈન્ય આગળ યુરોપના કાળા ઊંદરડા ભાગી ગયા અને ત્યારથી હિન્દી ઊંદરડા ત્યાં અબાધિત રાજ્ય ચલાવે છે. થોડાક વરસો ઉપર ખિસકોલીનું એક ટોળું યુરલ પર્વતમાંથી રશિયા પર કૂચ કરી ગયું હતું એમ કહે છે.

કેટલાંક પશુપક્ષીઓ તો થોડાક વખત સુધી જ પરદેશ જઈ વસે છે. ઈંગ્લાંડનાં ઘણાંખરાં પક્ષીઓ શિયાળાની ટાઢના ડરથી ફ્રાન્સ, આફ્રિકા સુધી ઊડી જાય છે, પણ અંગ્રેજ લોકોની માફક તેઓ સ્વદેશપ્રેમી હોવાથી ફરી વસંતઋતુમાં પાછાં ઈંગ્લાંડ આવે છે.

આપાસાહેબ પટવર્ધન.

૬૩.

"આ બૂટની મહોકાણે આઠ દસ મોચીનાં ઘરનો ધંધો બંધ પડ્યો છે ને તેમને ખાવા પીવાની બહુ હરકત પડે છે. મોચી નરમ થયા એટલે તેમની ઘરાકીવાળા કુંભાર, દરજી વગેરે પણ નરમ થયા છે; ને બે પૈસા જેના જેના લેણદેણ છે તે શાહુકારનું લેણું ડૂબવા વખત આવ્યો છે; અને આવો ધક્કો આખા ગામને

લાગશે. કોઈએ એમ ન સમજવું કે, એમાં મારે શી લેવા દેવા છે; બધાનું સારું હોય તો આપણે સારું ને નરતું હોય તો આપણે નરતું. હું અમદાવાદ ગયો હતો ત્યાં પણ આવાં ને આવાં રોદણા છે. સોનીનાં ઘરેણાં વિલાયતથી તૈયાર થઇ આવે છે, ને તે એવાં આંખને ગમે તેવાં હોય છે, કે આપણાં ખરાં દાગીનાને પણ કોરે મૂકે; એટલે સોનીનો ધંધો બાર આની થઇ ગયો છે. લવારનો ધંધો તો બિલકુલ બંધ પડી ગયા જેવો જ છે. લવાર મજૂરી કરે તેને અંગ્રેજી કારખાનામાં રોજ સારો મળે છે; પણ ચપ્પુ, કાતર ખીલા કરનારાનો બિલકુલ રોજગાર બંધ પડયા જેવો જ છે. વિલાયતી કાપડ કરોડો રૂપિયાનું આવે છે, તેથી, સાળવી, વણકર, છાપી, બાંધણીકાર વગેરેનો ધંધો ગયો છે. લોક ઘણાં લૂગડાં પહેરે છે તેથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે; પણ એકંદર કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાગ નુકસાન થયુ છે."

દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ.

## ૬૪.

હજુ સ્ટીમરે લંગર નાખ્યું ન હતું ત્યાં એક રમૂજી અને હેરત પમાડનારું દૃશ્ય નજરે પડયું. સઢવાળાં ને બીજાં વહાણો સ્ટીમરથી સારી પેઠે દૂર હતાં ત્યાં એક પાતળી નાનકડી એકલકડી હોડી ( ફક્ત એક હલેસાથી ચાલનારી સુકાન વિનાની હોડી )માં બે હબસી કુમારો સ્ટીમર પાસે આવી પહોંચ્યા. તેમની ઉંમર અનુક્રમે ૭ ને ૯ વરસથી વધુ નહિ હોય. દરિયાનું પાણી શાંત અને સ્વચ્છ હતું. બહુ ઊંડે સુધી નજર પહોંચતી હતી. હોડીમાંના એક

છોકરાએ ઊભા થઈ હાથ લાંબા કર્યા ને પૈસો માગ્યો. તૂતક પર ઊભેલા એક ઉતારુએ એક પૈસો ફેંક્યો. એ પૈસાને ઝીલી ન લેતાં તે છોકરાએ તેને પાણીમાં ડૂબી જવા દીધો. પૈસો પાણીમાં કેટલાક હાથ ઊંડે ઊતરી ગયા પછી એ છોકરાએ ઊંધે માથે પાણીમાં ગુલાંટ ખાધી ને તીરની પેઠે સીધો નીચે ઊતરી ગયો. મિનિટેક પછી દાંત વચ્ચે પૈસો દબાવી તે ઉપર આવ્યો અને પોતાની એ કળાનું સરસ પ્રદર્શન કર્યું. થોડી વારમાં બીજા બે છોકરા આવી હોડી લઇ આવી પહોંચ્યા અને તુતક પરથી મુસાફરોએ એક પછી એક પૈસા ફેંકવા માંડ્યા. છોકરાઓને સારી કમાણી થઈ અને ઉતારુઓએ એ આનંદ લૂંટયો. શોભીતાં કપડાં પહેરી સાહેબની પેઠે ઊભા ઊભા એ તમાશો જોયા કરતાં મને એ લંગોટિયા સમુદ્રસુતોનો મોભો વધુ સારો લાગ્યો. પણ મારે નસીબે એ કળા જોવાનું જ હતું, શીખવાનું નહિ.

પ્રભુદાસ ગાંધી.

## ૬૫.

અમારી જેમ બીજા પ્રવાસીઓ જાપાનની ટૂરિંગ કારમાં આવેલા તે પણ એમ ને એમ અંદર બેસી રહ્યા હતા. કોઈ જ બહાર નીકળે નહિ. અમારામાંથી એક બે જણને એમ થયું કે જે જોવાને સાઇસોથી દોડતા આવ્યા, આ પહાડ ચડ્યા, તે જરા પલળવાના ભયે કેમ જતું કરાય? પલળવા કરતાં યે પછડાઈ જવાનો ભય મોટો હતો. આખરે લપાતા, ફાળ ભરતા નીચે ઊતર્યા. મગજને મધમધાવી મૂકે એવો ખદખદતો વરાળિયો ગંધક જોયો. પૃથ્વી ભડભડી રહી હતી, તે ઉપરના વરસાદ અને તોફાનને ગાળો દેતી હોય એવી લાગી. ગંધકના ઝરાનો એ ખ્યાલ અને તે જોવા માટે

કરેલું એટલું સાહસ જીવનમાં કદી ન ભુલાય એવાં છે. થોડી જ મિનિટોએ શરીર કંપાવી નાખ્યું. દરેક જણને બીક હતી કે શરદીમાં ઝપટાઈ જઇશું, પણ જોવાનો સંતોષ મોટો હતો.

ટેકસીઓ પાછી એ શિખરેથી સરોવરની સપાટી સુધી ઊતરી આવી ત્યારે પણ વરસાદ અને દિશા ઘેરતું ધુમ્મસ ચાલુ જ હતાં. એ જોઈ હવે તો હાકોને સરોવરની સફરનો લહાવ ગયો જ દેખાયો. સરોવરને કાંઠે જ્યાં ફેરીબોટો આવે જાય ત્યાં પણ નરનારીઓ ઓથે ભરાઈ બેઠેલાં. આવામા સરોવરની ચોપાસ તો શુ પણ નજીકમાં યે કાંય ન દેખાય. ઘડીવડી આશા થતી કે જરા રાહ જોયે આકાશ ખૂલી જશે, પણ અનુભવી વતનીઓએ જણાવ્યું કે આ હવા તો આઠ દિવસ રહેવાની, એટલે સર્વાનુમતે હાકોને સરોવરનો ખેલ છોડી દીધો અને ટોકીઓ તરફ ટેકસીઓના મોં ફેરવ્યાં.

રવિશંકર રાવળ.

૬૬.

પોતે અકાળ વૃદ્ધ થયો અને ખોરાકના અભાવને લીધે શારીરિક નબળાઇ આવી, તે છતાં એ હતો ટકીલો અને હમેશાં જાનમહેનતથી મજૂરી કરીને પોતાનું પેટ ભરતો હતો. જ્યારે મજૂરી પણ ન મળી ત્યારે તેણે ગોચરનાં ઝાડોની ડાળીઓ કાપીને લાકડાં વેચવા માંડ્યાં. સરકારની દૃષ્ટિએ આવાં ઝાડો કાપવાં એ ગુનો ગણાય છે તેથી તેને પકડ્યો અને અમલદાર પાસે લઈ ગયા. ડોકરડાએ કહ્યું કે એને પ્રામાણિકપણે જીવવું છે, ચોરી કરવી નથી. માટે મજૂરીના પરસેવાથી લાકડાં કાપી ગામમાં વેચવા જાય છે અને એ કમાણી પર જીવે છે. જો બીજું કોઇ પણ પ્રકારનું કામ તેને

આપવામાં આવશે તો તે કરવા તૈયાર છે. પણ આ બધી ફિલસૂફી કોણ સાંભળે ? એને થોડી સજા થઈ, માર પડ્યો, ગાળો પડી અને ધમકીઓ સાથે છોડી દેવામાં આવ્યો. એણે પાછાં લાકડાં કાપ્યાં! પણ ન કાપે તો ખાય શું ? પાછો વરઘોડો કોર્ટે ચડ્યો. એક ફાટેલી કામળી સિવાય એની પાસે કાંઈ હતું નહિ. જેલમાં અને લોક-અપમાં ( કાચી જેલમાં ) પણ કેદીને ખવડાવવું તો પડે છે. આ બિચારા ડાકરડાને ખરેખરું પોતાની ગરીબાઇ સિવાય ખોવાનું હતું શું ? વિધિઓ થઇ અને ફરીથી જ્યારે એ છૂટ્યો ત્યારે એનાં ભવિષ્યમાં શું હોય ? કમાણીનાં સાધન હતાં તે બદમાશોએ પડાવી લીધેલાં. કોઇ જીવદયાને નામે એટલે સાચા ધર્મના નામે ખવડાવે નહિ કે કામ સોંપે નહિ, ત્યારે એણે કરવું શું ? ભૂખ્યા રહીને મરી જવું ? એણે પ્રામાણિક રસ્તો લીધો અને ઝાડની ડાળીઓ કાપી ફરીથી ગુનો કર્યો !

ડૉ. સુમન્ત મહેતા.

૬૭.

પોતાની બુદ્ધિ પુરુષોના જેવી જ છે એમ સિદ્ધ કર્યા પછી સ્ત્રીઓએ ધારાશાસ્ત્રી, ડૉકટર, શિક્ષક, પ્રોફેસર, વર્તમાનપત્રો ચલાવનાર અને શિલ્પી વગેરે તરીકેની પોતાની લાયકાત બતાવી આપી. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં શરીરને જે મહાન પરિશ્રમ પડે છે તે આ બધા ધંધામાં પડતો નથી. આથી સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની દલીલનો જવાબ આપી શકાય તેમ નથી. વળી આમાંના કેટલાક ધંધા એવા છે કે જે સ્ત્રીની બુદ્ધિને ખાસ લાયક છે અને એમાં દાખલ થવાની સ્ત્રીઓને જરૂર પણ છે. સ્ત્રી ડૉકટરોની આવશ્યકતા ઘણી જ છે. તેમજ સ્ત્રીપત્રકારોએ સ્ત્રીજાતિનાં દુઃખો, એમની

માગણીઓને જગત સમક્ષ બહુ સારી રીતે રજૂ કર્યાં છે. તેમના સ્વભાવની મૃદુતા અને માતૃત્વની ભાવનાથી સ્ત્રીઓ આદર્શરૂપ શિક્ષક થઈ છે. આ વિષયોમાં સ્ત્રીનો લિંગભેદ અવરોધકર્તા નીવડવાને બદલે ખાસ જરૂરનો છે. કેટલાએ યુગ સુધી સૌન્દર્ય એ સ્ત્રીનો વિશિષ્ટ ગુણ હતો. હાલ બુદ્ધિને પ્રધાનપદ આપવામાં આવે છે. જો કે મનુષ્ય સ્વભાવની અસ્થિરતાનો વિચાર કરતાં લાગે છે કે બુદ્ધિનો સૌન્દર્ય ઉપરનો વિજય ચિરસ્થાયી રહેશે કે નહિ તે શંકા પડતું છે. સ્ત્રીમાં બુદ્ધિબળ હોય તે હંમેશાં પુરુષોના આદરને પાત્ર બન્યું છે. જો સૌન્દર્ય સાથે બુદ્ધિનું મિશ્રણ થાય તો તે આખા પુરષના અસ્તિત્વને જીતવા સમર્થ છે.

સરોજિની મહેતા.

૬૮.

અત્યારે આટલો વ્યય કર્યા પછી પણ સામાજિક જીવન ઉપર લડાઈની શી અસર થશે? લડાઈમાં અઢળક ધન વાપરવા કરતાં લોકોની ઉન્નતિ અર્થે તે વાપરવાને શું રાજ્યનેતાઓ દોરાશે નહિ જ? તે સમયે એવી દલીલ કરવામાં આવશે કે રાજ્યને ખર્ચ ઘણો થઈ ગયો છે. તેથી હાલ થોડાં વર્ષ સામાજિક સુધારાઓ મુલતવી રાખવા પડશે! આગળ સામાજિક પ્રગતિ માટે જેટલો ખર્ચ થતો હતો તેટલો પણ કદાચ હવે કરવામાં ન આવે તો આશ્ચર્ય નથી, અને આ સ્થિતિ માત્ર બ્રિટનમાં જ ઉપસ્થિત થશે એમ માનવાને કારણ નથી. આ મહાન લડાઈમાં ભાગ લેનાર દરેક રાજ્યની સામાજિક પ્રગતિમાં આ પ્રમાણે મોટાં વિઘ્નો નડશે એ વિશેષ સંભવિત છે. રાજ્યદ્વારી દૃષ્ટિથી કદાચ કોઈ રાજ્યને ફાયદો થશે, અને આપણે ઇચ્છીએ છીએ કે ભવિષ્યમાં સર્વ મોટાં રાજ્યોની રાજનીતિ નીતિના તત્ત્વ ઉપર

અવલંબિત રહે. પરંતુ સમાજશાસ્ત્રીની દૃષ્ટિથી બે મોટા અનર્થો ઊભા થશે તે નિઃશંક છે. એક તો એ કે લાખો ઉત્તમ પુરુષોનો નાશ થયો હશે અને તેથી ભવિષ્યની પ્રજાનો માનુષિક વારસો અતિ નબળો રહેશે, અને બીજો અનર્થ એ કે સામાજિક પ્રગતિનાં મહાન કાર્યો વધારે ત્વરિત રીતે પૂર્ણ કરવાની આવશ્યકતા વધવા છતાં તે કાર્યો હાથ ધરવામાં દરેક રાજ્ય અચકાશે અને તેથી સામાજિક સુધારા વર્ષો સુધી ખોરંભે પડશે.

નૃસિંહ વિભાકર

## ૬૯.

મુસાફર ત્યાં ઊભો, અપૂર્વ સમૃદ્ધિ હતી, અદ્ભુત સૌન્દર્ય હતું, અનુપમ કલા હતી. પણ...એ સઘળું જેને લીધે જીવન્ત લાગે છે તેવું કોઈ મનુષ્ય ત્યાં ન હતું. ઉદાસીન, અવાજ વિનાની, એકધારી શાન્તિમાં જાણે કોઈનાં પગલાં સંભળાતાં હતાં. પણ ત્યાં કોઈ હતું નહિ. સઘળું સૂમસામ પડયું હતું. મુસાફરને હવે લાગ્યું કે પોતે જુએ છે તે માયા છે, ખોટું છે-ને સાચું દેખાય છે. એજ વખતે સામેનું દ્વાર ઉઘાડીને એક માણસે ચુપચુપ પ્રવેશ કર્યો. તેનું વય આધેડ હતું પણ દેહ સશક્ત અને રસિક લાગતો હતો. કાંતિ . પણ તેજસ્વી હતી. માત્ર ન સમજી શકાય એવો વિષાદ એના મોં પર હતો. એને જોતાં જ લાગે કે આ એક એવો જીવાત્મા છે કે જે સુખી છે ને નથી. જે દેખાય છે એનાથી તદ્દન જ જુદો છે. બોલ્યા વિના માત્ર ઈશારતથી અજાણ્યા મુસાફરને અંદર આવવાનું તેણે આમંત્રણ આપ્યું.

ધૂમકેતુ.

૭૦.

માતૃભાષા માટેનો અનાદર એ આપણો જૂના કાળનો રોગ જણાય છે. આપણી પોતાની ભાષા આપણને હંમેશાં પંગુ જ લાગેલી છે. અને એ સ્વભાષા પ્રત્યેનો અનાદર આત્મવિશ્વાસને અભાવે જ ઉત્પન્ન થયો છે. જેમ ગુલામીના સ્વીકારના મૂળમાં સ્વાભિમાન અને આત્મવિશ્વાસની ઊણપ રહેલાં છે, તેમજ પરભાષા માટેના મોહમાંયે છે.

બીજી ભાષાઓ શીખવી કે શીખવવી નહિ એ સ્વભાષાનો આદર વધારવાનો ઉપાય નથી. કાકાનું અપમાન કર્યાથી પિતાનું માન વધારવા જેવો એ વિચિત્ર માર્ગ થાય. પણ પરભાષા આવડવી એમાં કાંઈ માન, મોટાઈ કે વિદ્વત્તા રહેલાં છે એ ખ્યાલ દૂર થવો જોઈએ. પ્રયોજન ન હોય તો માણસને એકેય બીજી ભાષા જાણવાની જરૂર નથી; પ્રયોજનવશાત્ એને વારંવાર નવી નવી ભાષાઓ શીખવી પડે. જે પ્રયોજન ખાતરીપૂર્વક આવવાનું છે એમ માલૂમ હોય તેને લીધે કેટલીક બીજી ભાષાઓ શીખવાની ભલે પ્રયોજન જેટલી સગવડ કરવામાં આવે, પણ એ ભાષાને લીધે વિદ્યાર્થી કાંઈ વધારે આદર આપવા યોગ્ય છે એ ખ્યાલ ન હોવો જોઈએ. અથવા બીજી ભાષાઓ ન આવડવાથી વિદ્યાર્થીના વિકાસમાં કાંઈ ખામી આવે છે એ પણ ભ્રમ ન હોવો જોઈએ.

કિશોરલાલ મશરૂવાળા.

૭૧.

જ્યારે દિવસનો પ્રકાશ ફૂટે છે ત્યારે આપણે આપણા વ્યક્તિગત જીવનના બંધનમાંથી અને એકલપેટાપણાંમાંથી મુક્ત થઈએ છીએ. ત્યારે જ આપણને એ પ્રકાશના દર્શન થાય છે, જે પ્રકાશ બધાને સારુ હંમેશને માટે નિર્માણ થયેલો છે. ત્યારે જ આપણે એકબીજાને

વધારે પીછાનીએ છીએ અને જીવનક્ષેત્રમાં સહકાર આપવા હાથ લંબાવીએ છીએ. સવારમાં ઝડપથી વહેતી આવતી નૌકાઓ આ સંદેશો લાવી હતી. પવનમાં ફરફરતા શઢોમાં જે જીવન ધબકતું હતું તેની સ્વતંત્રતા મને આ બધું કહી રહી હતી. મારું હૃદય આનંદથી પુલકિત થયું. તે દિવસે મેં માનવજગતમાં સાચાં પ્રભાતનાં આગમનની આશા બાંધી અને એ પ્રભાતના કિરણોના અંકુરો ફૂટતાં જોઈ મારા અંતરમાંથી પ્રાર્થના સરી પડી.

જે યુગમાં આપણે જીવીએ છીએ તે યુગ માનવજગતમાં આવેલી રાત્રિનું સૂચન નથી કરતો શું? વ્યક્તિગત પ્રજાઓ પોતાના જ સંકુચિત વાડાઓમાં પુરાઈ રહીને પોતાને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઓળખાવે છે અને પેલી સુલુપી કુટિરોની માફક પોતપોતાના બારણાં બંધ કરીને એક બીજાની સામું ભેદની દીવાલો ઊભી કરે છે. આ હકીકતો સંસ્કૃતિનો અંધકારયુગ નથી સૂચવતી શું? આપણે શું એવું નથી અનુભવી રહ્યા કે જગતમાં કોઈ જાગૃત અને બન્ધનમુક્ત રહ્યા હોય તો તે ફક્ત લૂંટારાઓ જ રહ્યા છે?

રવીન્દ્રનાથ ટાગોર.

૭૨.

દેશપ્રીતિ જેટલી ઉપયોગી છે તેટલી જ સ્વાભાવિક છે. દેશપ્રીતિના જેવું બીજું કાંઈ સ્વાભાવિક નથી. પોતપોતાનું સૌને સારું લાગે છે. ઊજડમાં ઊજડ મુલકના રહેનારને પણ તેજ મુલક વહાલો લાગે છે. ગમે તેવા ફળદ્રુપ, સુંદર, અને સુખ સામગ્રીથી ભરપૂર દેશમાં તે જાય છે તો પણ તેનું ચિત્ત અંદરથી પોતાની સ્વભૂમિ તરફ ખેંચાય છે, અને પરદેશના મોટા મોટા મહેલો અને બાગબગીચા જોતા છતાં પણ પોતાના મનની દૃષ્ટિએ તો સ્વદેશના ડુંગરા અને રાનો જ નિહાળ્યાં કરે છે. અંગ્રેજ કવિ સ્કોટ કહે છે

કે "એવો કોઈ પણ માણસ દુનિયામાં વસે છે કે જે પરદેશથી પાછો આવતાં પ્રેમના ઊભરાથી એમ બોલી ન ઊઠયો હોય કે મારી પોતાની જન્મભૂમિ છે? અને જો કદાપિ કોઇ માણસ એવો હોય તો તે ચંડાળને ધિક્કાર છે, ધિક્કાર છે!" આ કહેવું ખરું જ છે. સ્વદેશપ્રીતિ એવી તો સ્વાભાવિક છે કે એ વિનાનો માણસ શી રીતે થઇ શકે તે પણ બરાબર આપણાથી સમજાતું નથી. સ્વદેશને ન ચહાવો એ સૃષ્ટિના નિયમ વિરુદ્ધ છે. અને એવા વિપરીત લક્ષણવાળાને જોતાં સ્વાભાવિક રીતે જ કંટાળો આવે છે. ખરું જોઇએ તો કેવળ દેશપ્રીતિરહિત માણસ હોઈ શકતો જ નથી.

નવલરામ.

૭૩.

હિંદ દેશ વાણિજ્યને માટે પણ પ્રખ્યાત હતો. દેશના વેપારીઓ સાહસિક હતા. અને સાહસો ખેડી દૂર દૂર દેશાવર જતા અને પરદેશથી ધન લાવી દેશની લક્ષ્મી વધારતા. આજે તમારા વેપારીઓમાં સાહસનું તો નામ જ નથી. અને સ્વાર્થી પણ એટલા જ. દેશની લક્ષ્મી વધારવાને બદલે ઊલટી પરદેશ ઘસડાય છે તેમાં મદદ કરી રહ્યા છે! એક વખતનો ધનધાન્યથી ભરપૂર દેશ આજે ભૂખે મરે છે.

હિંદની પ્રાચીન કારીગરીનાં તો પરદેશીઓ મુક્તકંઠે વખાણ કરે છે. રોમમાં તેં યુરોપની સર્વશ્રેષ્ઠ કળાના ઉત્તમ નમૂના જોયા. તેં મિસરની ભવ્ય ઇમારતો જોઇ. હિંદની કળા, હિંદની ઇમારતો તને ઊતરતી લાગે છે? તેં તો કદાચ તારો દેશ ફરીને જોયો પણ નહિ હોય. અજન્તાનાં સુંદર ચિત્રો, વેલૂરમાં કૈલાસનું ભવ્ય મંદિર અને શિલ્પના નમૂનાઓ, સાંચીનો ટોપ કે દેલવાડાનાં અનુપમ

દહેરાંઓ અને એથીયે અર્વાચીન જગતની એક અજાયબી ગણાતો કલાનો સર્વોત્કૃષ્ટ નમૂનો આગ્રાનો તાજમહાલ—'

હંસા મહેતા.

૭૪.

અજાયબી પમાડે એવા કારીગરો અહીં છે. ઈનામલ, રેશમ ચાંદીના ઉદ્યોગો માટે એક વાર મશહુર આ દેશમાંથી એ ઉદ્યોગ હવે ધીરે ધીરે નાશ પામે છે. ભીંતમાં મારવાના ખીલા જેવાં સાદાં હથિયારો વડે પારીસ કે ન્યુયોર્કની ભલભલી કૃતિઓને ટપી જાય એટલું સરસ ચાંદીનું કામ અહીંના કારીગરો કરે છે. આપણા દેશમાં ય આપણે રાજ્ય ચલાવતા અને લડતા ત્યારે જે તોપો બંદુકો અને તલવારો બનતી એનાં પ્રત્યક્ષ ચિહ્ન જેવાં કેટલાંયે હથિયારો અહીં પડેલાં છે. ભુજમાં બનેલાં ઘડિયાળ પણ અસ્તિત્વમાં છે! પણ કમનસીબે આજનું ભણતર અને રાજ્યની બેદરકારી એકાદ દસકામાં આ કારીગરીને હતી ન હતી કરી નાખે તો નવાઇ નથી.

કચ્છમાં જાણ્યે અજાણ્યે પણ જૂના જમાનામાં રહેતા હોઇએ એમ લાગે છે. રથ જેવી નાની બળદની ગાલ્લીઓ, ઊંટની ગાડી, ઊડતી ધૂળ અને નીચાં ઘરો વચ્ચે સાંકડા સર્પાકાર પસાર થતા રસ્તા, કંઈક માનવગતિને રોકતાં લાગે છે. અર્વાચીન કાળની મહાશક્તિ વીજળી, ઘોંઘાટ મચાવતાં વર્તમાનપત્રો કે જ્ઞાન પ્રસારતાં ચિત્રપટ કચ્છનો અખાત ઓળંગી અહીંની શાંતિનો ભંગ કરવા હજી આવી પહોંચ્યાં નથી. બળદના વેગે માનવવેગ પણ સચવાય છે. માંડવીથી કચ્છની રાજ્યધાની સુધી પહોંચવા મોટર છે, પણ એ મોટરની એક પણ સગવડ ઊંટગાર્ડને ભુલાવે કે બળદગાડીને ચકવે એવી નથી. એન્જિનના ઘુરાંડા જોડે સરસાઈ કરે એટલી ધૂળ ઉડાડતી, શ્વાસ ખાવા આપોઆપ અટકતી-આ મોટરમાં હજી

ને પાણી ભેળાં મૂકયાં હોય તો છત્રીસ માઈલને અંતે એમાંથી એની મેળે માખણ તરી આવે? શરીરના સાંધા પારખવાનું સરસ યંત્ર!

સુરેશ દિક્ષિત.

(૭૫)

પછી મેં દૂરબીનમાંથી માનસ સરોવર તરફ જોયું. તે વખતે હંસ પક્ષીનું એક જોડું જલક્રીડા કરતાં મારી નજરે પડયું. માનસસરોવરનું વર્ણન હું શું કરી શકવાનો હતો? આ અત્યન્ત પવિત્ર અને અતિશય રમણીય સ્થળ છે. માનસસરોવર કેવળ વર્તુળાકારે હોવાથી ચોમેર પર્વત આવેલા છે. રાવણહ્રદ સરોવરની પેઠે માનસ સરોવરને કાંઠે પણ વૃક્ષ વગેરે કંઈ ન મળે. આ સરોવરના કાંઠા ઉપર જો ચોમેર લીલી ઝાડી હોત તો આ સ્થળ જેટલું છે તેથી પણ વધારે સુન્દર દેખાત. આ સરોવરનું પાણી મધુર, ઠંડુ, અતિશય પાચક અને એકદમ સ્વચ્છ છે. આ સરોવરની ચારે દિશાએ બૌદ્ધ લોકોના ચાર નાના મઠ છે. તેમાં એક એક લામા રહે છે. મઠમાં લામાના થોડાક શિષ્યો પણ રહે છે. પ્રત્યેક મઠમાં બૌદ્ધની મૂર્તિ છે.

ગિજુભાઈ.

(૭૬)

નીતિ વિનાની બુદ્ધિ સુકાન વિનાના વહાણ જેવી છે. નીતિ વિનાની બુદ્ધિ ગવર્નર વિનાની બાઇસિકલ જેવી છે. નીતિ વિનાની બુદ્ધિ લગામ વિનાના ઘોડા જેવી છે. પવન ગમે તે દિશાએ એ વહાણને ખેંચી શકશે. રસ્તાના ઢાળો ગમે તે દિશામાં તે બાઇસિકલને ઘસડી શકશે. સુકાન, ગવર્નર, લગામ, એ બધાં જુદી જુદી જાતનાં અંકુશો છે. બળ ઘણુંએ હોય છતાં તે પર અંકુશ ન હોય તો

તદ્દન નકામું છે, નકામું છે એટલું જ નહિ પણ હાનિકારક છે. જેમ બળ વધારે ને તે પર અંકુશ નહિ તેમ તેથી હાનિ વધારે. હાથી જેવું મોટું પ્રાણી અંકુશ વિના કેટલું બધું ભયંકર છે! મનુષ્યની બુદ્ધિ એ ઘણી મોટી શક્તિ છે, પણ તે શક્તિ મોટી છે, માટે જ બહુ હાનિકારક હોઈ શકે. નીતિ વિના તે અંકુશરહિત છે. તેટલા જ માટે નીતિ વિનાની બુદ્ધિનો વિશ્વાસ રાખવો અશક્ય છે.

અતિસુખશંકર ત્રિવેદી.

૭૭*.

મારા બાપીકા વારસાનો અધિક ભાગ મેં જુવાનીમાંના મોજ-શોખમાં ઉડાવી દીધો, પણ અંતે મેં મારી મૂર્ખાઇ જોઈ. મને ખાત્રી થઈ કે મેં વાપર્યું હતું તેવા ઉદ્દેશો માટે વપરાયાથી ધન કાંઈ બહુ લાભદાયક થઈ શકતું નથી. અને મને વિચાર આવ્યો કે મેં મોજશોખમાં ઉડાવી નાખેલો સમય તો સોનાનાં કરતાં પણ વધારે કીમતી હતો, તથા ઘડપણમાં ગરીબાઈના કરતાં ખરેખર વધારે શોકજનક બીજું કાંઈ હોઈ શકે નહિ. આ વિચારનું સત્ય સમજાતાં મેં મારી વડીલોપાર્જિત મિલકતમાંથી થોડું બાકી રહ્યું હતું તે એકઠું કરવાનો, અને હરાજીથી વેચવાનો નિશ્ચય કર્યો. ટૂંકમાં મેં મારી પાસે રહેલી નાની રકમ કાંઈક નફો મળે તેવી રીતે રોકવાનું નક્કી કર્યું અને નિશ્ચય થયો કે તરતજ મેં તેને અમલમાં મૂક્યો. હું બાલસોરા ગયો, જ્યાંથી અમારા સંયુક્ત ખર્ચે તૈયાર કરવામાં આવેલા વહાણમાં મેં કેટલાક વેપારીઓ સાથે પ્રયાણ કર્યું.

*૧૯૩૭ ના મેટ્રિકના અંગ્રેજીના પ્રશ્નપત્રમાંથી.

૭૮×.

આજે સવારે હું મારા કામકાજના ઓરડા આગળ ઘણા આનંદી સ્વભાવમાં આમતેમ ફરતો હતો. તે વખતે મારા બારણા આગળ મેં એક ગાડી ઊભી રહેલી જોઈ, અને તેમાંથી આશરે પંદર વરસના યુવકને મેં ઊતરતો જોયો. ગયા મહિનાની સત્તરમી તારીખના મારા વર્તમાનપત્રમાં મારા જે જીવજાન મિત્રને વિષે મેં થોડું વર્ણન આપ્યું હતું તે મિત્રનો એ જ્યેષ્ઠ પુત્ર હતો એમ હું એને ઓળખી શક્યો. એને જોતાં મારા મનમાં મેં સ્પષ્ટ આનંદ થતો અનુભવ્યો, કારણ કે મારી ઓળખાણ તો એનો પિતા જુવાનીમાં દાખલ થતો હતો ને લગભગ એટલી જ ઉંમરનો હતો ત્યારથી થઈ હતી. જ્યારે એ મારી પાસે ઉપર આવ્યો, ત્યારે એણે મારો હાથ પકડ્યો; અને એ એકદમ ચોધાર આંસુએ રડી પડ્યો. મને ઘણી જ લાગણી થઈ આવી; ને મેં તરત કહ્યું, "બેટા, તારા બાપની તબિયત કેમ છે?" એણે ઉત્તર આપવાની શરૂઆત કરી, "મારી મા—" પણ રુદનને લીધે એ આગળ બોલી શક્યો નહિ. હું એની સાથે નીચે ઊતર્યો, ને ગાડીમાં બેઠો, અને એની વાતથી હું કળી શક્યો કે એની મા તે વખતે મરણ પામતી હતી, ને જો તમે મારા પિતાની પાસે આવી તેમને આશ્વાસન નહિ આપો તો તેમનું હૃદય ખચીત ભગ્ન થશે [illegible] એમ કહી એ મને એના પિતાની પાસે તેડી જવા [illegible]

છે? કીર્તિના મુખમાં મોટા બનવું અને ઈતિહાસનાં ઘણાં પાનાં રોકવાં એ છે? અરેરે! એ તો બાળવાર્તા કે અદ્‌ભુત કથા રૂપે બદલાય તે પહેલાં ભવિષ્યની પેઢીઓના વાચન માટે વાર્તા પૂરી પાડે એથી વધારે કશું નથી. શું એ કવિઓને વિષય પૂરો પાડવામાં અને લોકો કહે છે તેમ કવિતામાં અમર થવામાં સમાયેલ છે? એ તો, ટૂંકામાં આગળ ઉપર છોકરાંને છાનાં રાખવા માટે વૃદ્ધ સ્ત્રીઓએ ગાવાનાં વીરકાવ્ય કે હાલરડાં રૂપે બદલાઇ જાય એ સિવાય અથવા ભિસ્સાકાતરુ અને ગરીબની મદદ માટે શેરીના ખૂણે ટોળાં એકઠાં કરે એ સિવાય વધુ કશું નથી; અથવા શું એમનો કાર્યઉદ્દેશ પોતાની કીર્તિમાં સદ્‌ગુણ અને ભક્તિ ઉમેરવાનો છે કે જે તેમને અમરતામાં લઇ જઇ ખરેખરા અમર બનાવે? સદ્‌ગુણ વિના કીર્તિ શા કામની છે? ધર્મ વિનાનો મહાપુરુષ આત્મા વિનાના મોટા પશુથી વધારે નથી. લાયકાત વિના માન શા કામનું છે? અને માણસને જે મહાન તેમજ સદ્‌ગુણી બનાવે તેના સિવાય ખરી લાયકાત કોને કહી શકાય?

૮૦×.

સરોવરો, જો સમુદ્ર કરતાં ઓછાં ભવ્ય છે તો કેટલીક બાબતોમાં તે વળી વધારે રમણીય છે. સમુદ્રનો કિનારો સરખામણીમાં વધારે ઉજ્જડ હોય છે. સરોવરના કાંઠા ઘણીવાર ભરચક લીલોતરી પહેરી હોય એવા હોય છે, અને તે લીલોતરી ઠેઠ પાણીના છેડા સુધી આવેલી હોય છે, અને કેટલીકવાર વળી પાણીની અંદર જ લટકતી હોય છે. ઘણીવાર તે ગીચ ઝાડીવાળા બેટોથી જડેલા હોય છે. કેટલીક વાર તે હરિયાળાં નાના ક્ષેત્રોથી કિનારી બાંધી હોય છે, તો કેટલીક વાર જરા વધારે ઊંડા પાણીમાંથી સીધે સીધી ઊભી થતી ખડકવાળી કરાડોથી મર્યાદા બાંધી હોય એવા હોય છે; અને શાન્ત ઉજ્જવળ સપાટી ગૂંચાયેલી લહરીઓની કોમળ ભાતથી

× ૧૯૯૦ના મેટ્રિકના પ્રશ્નપત્રમાંથી

ઘણી વાર નકસીદાર બનેલી હોય છે; અથવા એકબીજા, મૃદુ બનેલા અને ઊંધા વળેલાં પ્રકૃતિ દૃશ્યને પ્રતિબિમ્બિત કરે છે.

વળી, "વાદળામાં ઈશ્વરના ધનુષ્ય" એટલે ઈંદ્ર ધનુષ્યના અદ્ભુત દૃશ્ય માટે પણ આપણે પાણીના ઋણી છીએ. તે ખરેખર સાચે સાચ સ્વર્ગીય દૂત છે, અને બીજી કોઈ પણ વસ્તુથી એટલું અસમાન છે કે તે આ દુનિયાનું હોય એવું ભાગ્યે જ દેખાય છે. ઘણી ચીજો રંગાયેલી હોય છે પણ ઇંદ્રધનુષ્ય તો સ્વયં રંગ જ હોય એવું દેખાય છે. રંગને લીધે પ્રાપ્ત થતી ધન્યતા કેટલી આશ્ચર્યપૂર્ણ છે તે આપણે પૂરેપૂરું સમજતા નથી. જ્યારે આપણે સૌંદર્ય વિશે બોલીએ છીએ ત્યારે સૌથી વધારે સ્વાભાવિક રીતે જે વિચારો આપણને આવે છે તેમાં પક્ષીઓના અને પતંગિયાંના, ફૂલોના અને છીપોના, જવાહિરોના, આકાશના, અને ઇંદ્ર ધનુષ્યોના વિચારો હોય છે.

૯૧.

સન્ધ્યાકાળે દુકાનદારો, ઓફિસના કલાર્ક, વેપારીઓ, ધંધાદારીઓ વગેરે પોતપોતાના કામથી પરવારેલા અનેક મનુષ્યોથી ચીકાર ભરેલી ટ્રામગાડી લંડનના એક મહોલ્લામાંથી જતી હતી. બેઠકને એક છેડે ખૂણામાંથી એક જાડી બાઈ અને તેની પાસે એક નાનો છોકરો બેઠેલાં હતાં. એ બન્ને એટલાં લગોલગ બેઠાં હતાં કે તે સ્ત્રીનાં લટકતા 'ગાઉન'થી છોકરાના પગ ઢંકાઈ ગયા હતા અને છોકરાનું નિર્દોષ ગંભીર મોઢું, વિશાળ ગંભીર ભૂરી આંખો અને ગુંછળા ચમકતા વાળ સિવાય બધો લુગડાંનો ઢગલો કર્યો હોય એમ જણાતું હતું. પાસે બેઠેલા છોકરા ઉપર તે સ્ત્રી જાણે કાંઈ ધ્યાન જ આપતી નહોતી. લગભગ કલાકેકની મજલથી છોકરો કંટાળી પણ ગયો હશે. આપણને સહજ એમ લાગે કે તે સ્ત્રી છોકરાને ખોળામાં બેસાડી છાતી ઉપર માથું ટેકવી વહાલથી વાતચીત પણ કેમ નહિ કરતી હોય !

નરસિંહરાવ દીવેટિયા.

૮૨.

પેલે તીરેથી એક હોડી છૂટી અને લોકોનું લક્ષ તે તરફ ગયું. તેમાં આઠેક માણસો હતાં. જેમ જેમ હોડી આ પાર આવતી ગઈ તેમ તેમ લોકોમાં તેમ રાજ્યપુરુષોમાં શાંતિ પ્રસરતી ગઈ. ને હોડીમાં પાટણનો નવો અતિથિ આવતો હતો. સૈકા થયાં અવંતી અને પાટણ વચ્ચે સતત વેર ચાલતું હોવાથી આ પ્રસંગે બધા પટ્ટણીઓનો આનંદ અદષ્ટ થયો. આ મેદનીમાં ઘણા એવા હતા કે જેણે માલવા સાથે લડતાં બાપ, ભાઈ, દીકરો ગુમાવ્યા હતા; ઘણા એવા હતા કે માલવાની સાથે સંધિ કરવી તેના કરતાં પ્રાણ આપવો વધારે પસંદ કરતા. થોડા એવા પણ હતા કે માત્ર થોડા દિવસ પરજ માલવીઓ સાથે બાથ ભીડી આવ્યા હતા. આ બધા લોકોને શાન્તુ મહેતાએ કરેલી સંધિ ગમતી નહોતી. તેમના મનમાં આજનો પ્રસંગ સાલતો હતો. મનમાં ચાલી રહેલા ચણચણાટ બહાર પડયા હોય એમ અત્યારે લાગતું હતું.

કનૈયાલાલ મુનશી.

૮૩.

રુદ્રદત્તને હસવું આવ્યું. લ્યુસીના નિર્દોષ હૃદયમાં ગોરી સલ્તનત માટે ઉચ્ચ ખ્યાલો ઊપજતા હતા તેમાં તેમને આશ્ચર્ય ન લાગ્યું. કંપની સરકારે ન્યાય કરવા માટે સ્પષ્ટ કાયદાઓ ઘડયા હતા, ન્યાય-મંદિરો સ્થાપ્યાં હતાં અને ન્યાયાધીશો નીમ્યા હતા એ ખરું. કંપની સરકારની અદાલતોનો ન્યાય અત્યંત વખણાય એવા પ્રયત્નો પણ થતા હતા, અને ગોરા ન્યાયાધીશોની નિષ્પક્ષપાત ન્યાય બુદ્ધિની ચારે પાસે વાહવાહ થતી એ પણ એના ધ્યાનમાં હતું. માત્ર એ કંપની બહાદુરના ન્યાયમાં ન્યાતજાત તથા વર્ણભેદ પેસી ગયાં હતાં તે તેમના ધ્યાનની બહાર નહોતું. કાળી ચામડીવાળા હિંદુ મુસલમાનો

વચ્ચે ન્યાય કરવાને પ્રસંગે એક ગોરાને નિષ્પક્ષપાત રહેવું બહુ સહેલું છે. ગોરાઓના ઝગડામાં મુસ્લિમ ન્યાયાધીશ બહુ જ સાચો ન્યાય આપે એમાં સંશય નથી. પરંતુ ગોરા અને કાળાના ઝગડામાં ગૌરાંગ ન્યાય દેવી ન્યાય તોળતાં આંખે બાંધેલા પાટામાંથી થોડું થોડું જોવા મથે છે એમ કહેવું વધારે પડતું થશે ? નહિ તો ગોરાઓનો ન્યાય ગોરાજ ચૂકવે એવો કાયદો ઘડવાનું કાંઈ કારણ ? ઉપરીપણાનો ઘમંડ અને ગોરી ચામડી પ્રત્યેનો પક્ષપાત એ જ આવા ન્યાયના વર્ણભેદમાં કારણ હોઈ શકે.

રમણલાલ દેસાઈ..

૮૪.

જ્યૉર્જ વૉશિંગ્ટન ૭ ફીટ અને બે ઈંચની ઊંચાઈનો કદાવર માણસ હતો. તેના હાથ લાંબા હતા અને સાધારણ બે માણસ જેટલું વજન તે એકલે હાથે ઊંચકી શકતો હતો. વળી તે થોડાબોલો હતો અને પોતાની પાસે આવનાર માણસના વિચાર જાણી લેવાની તેનામાં અજબ શકિત હતી. સરદાર તરીકે તેને ઘણી મુશ્કેલીઓ વચ્ચે કામ કરવાનું હતું. સ્વદેશાભિમાન અને સ્વતંત્રતાની લાગણીથી પ્રેરાઈ લડવા નીકળેલા સંસ્થાનિકો કોઈનું ઉપરીપણું સ્વીકારવા તૈયાર નહોતા અને સિપાઈગીરી કરનારા તેમજ અમલદારો બધા પોતાનો કક્કો ખરો કરવા માગતા હતા. આવા લશ્કરને કેળવવું અને આવા વિચારના માણસોને તાલીમમાં રાખી તેમની પાસે હુકમનો અમલ કરાવવો એ કાંઈ નાનુંસૂનું કામ નહોતું; અને કોઈ સાધારણ માણસના હાથમાં આવું કામ આવી પડ્યું હોત તો અમેરિકાને હારીને પાછા પડવા વખત આવત; પણ આ કુનેહબાજ સ્વદેશાભિમાની સરદારે આગ્રહ અને દૃઢતાથી બધી મુશ્કેલીઓ દૂર

કરી, અંગ્રેજ લશ્કરની સામે લડતાં લડતાં પોતાનાં માણસોને ચડીને તેણે તૈયાર કર્યા.

જીવણલાલ દીવાન.

૮૫.

મારે ચોવીસ માઈલ પગરસ્તાની ને આઠ કલાક આગગાડીની મુસાફરી કરવાની હતી. પગરસ્તાની મુસાફરી મજાની હતી, ઝાકળભરી શરદઋતુ ચાલતી હતી, ને દિવસ પ્રકાશિત તથા ખુશનુમા હતો. રસ્તા પૈડાંના ટાયરનો ઊંડો આંકો પડી જાય એવી સ્થિતિમાં હતા. માર્ગ સમથળ હતો, પ્રકાશ ભભૂકતો હતો, ને હવા બળપ્રદ હતી. ઘોડાગાડીમાં બેસીને માર્ગ કાપતાં આનંદ આવતો હતો. રસ્તે પડયા પછી મને કંઈક નિરાંત વળી. ઘરો, ખેતરો, ને વટેમાર્ગુઓને જોઈને હું કયાં જાઉં છું એ વાત હું વીસરી ગયો. કેટલીક ક્ષણે તો મને એમ લાગતું કે હું ફરવાજ નીકળ્યો છું, અને જેને કારણે હું ઘરભણી પાછો ફરતો હતો એવો કોઈ પ્રસંગ બન્યોજ નથી ને આ વિસ્મરણ દશામાં ઓર લહેજત આવતી હતી. હું કયાં જઈ રહ્યો છું એનું જ્યારે મને સ્મરણ થયું, ત્યારે હું સ્વગત બોલેલો: “ વખત આવ્યે જોઈ લઈશું; અત્યારે એનો અવઘોળાટ ન કરવો. ” અડધે રસ્તે આવ્યો ત્યારે એક અકસ્માત બન્યો, જેને લીધે મારે અધવચ રોકાવું પડયું અને મારા વિચારોમાં વિક્ષેપ પડયો.

વિશ્વનાથ ભટ્ટ.

૮૬.

એકધારા મગજવાળા લોકોની જેમ ડી વેલેરા પોતાનું કામ કર્યે જાય છે. સામાન્ય રીતે એ સાડાનવ દશની વચમાં ઑફિસ પર આવી જાય છે. પછી એ દરેક ખાતાની નાનામાં નાની વિગત જાતે

તપાસે છે. પછી એ ૭ વાગે ઘેર જાય છે. ચા પાણી લે, અને પાછો રાતના કામપર ચડી જાય છે. મધરાત પછી પણ ઘણીવાર તો એના કામ કરવાના ખંડમાં બત્તીઓ સળગતી હોય છે. રોટલી અને માખણનું ખાણું ખાય છે અને માંદગી સિવાય કદી રજા પાળતો નથી. એને ઘોડેસવારીનો ખૂબ શોખ છે. રોજ રવિવારે ડબ્લિનથી દશ માઇલ દૂર એ ટેકરીઓ પર ફરતો હોય છે. એ ફરતો હોય છે, ત્યારે આગળ ધીમી ગતિએ એની મોટરકાર ચાલતી હોય છે, પાછળ દેવ× ઉતાવળી ગતિએ ચાલે છે, ઉઘાડા અને માથા પર ઊભા થઈ ગયેલા વાળ સાથે, ત્યારે એના મિત્રો એની પાછળ પડી જાય છે. એના આઠ અંગરક્ષકો જે એના અગથી કદી જુદા પડતા નથી તે પણ ઉતાવળા પગ ઉપાડે છે.

ચંદ્રભાઈ ભટ્ટ.

(૨૭)

એ વખતે પ્રફુલ્લચન્દ્ર રોય વાંચવામાં અને ખાવામાં જોઈએ એવા સંયમિત કે નિયમિત નહોતા. વાંચવાનો ખૂબ શોખ હતો એટલે રાતદહાડો પુસ્તક લઈને જ મંડી રહેતા. રાતે નવ વાગ્યાથી વધારે વાચતા નહીં, પણ મળસ્કે ત્રણ વાગ્યાથી ઊઠીને વાંચવા મંડી જતા વાંચનમાં કોઈપણ જાતની અડચણ આવતી તો એમને ખૂબ લાગી આવતું. એક દિવસે તે આ પ્રમાણે વાંચવા માટે વહેલા ઊઠયા, પણ જુએ તો દીવામાં તેલ ન મળે. તરતજ બીજે ક્યાંયથી મળે એમ હતું નહીં. એટલે એમણે માથામાં નાખવાનું તેલ દીવામાં નાખી વાંચવાનું શરૂ કર્યું! ખાવાની બાબતમાં પણ એવો કશો સંયમ પાળતા નહોતા. મનમાં આવ્યું તે ખાતા, જેટલી વાર મન થાય તેટલી વાર ખાતા. પણ આવો અનિયમિત અત્યાચાર શરીર ક્યાં લગી સહન કરી શકે? થોડાજ વખતમાં એઓ માંદા પડ્યા.

× Dev

એ એવા માંદા પડયા કે એક આખું વર્ષ માંદગીમાં ગયું અને બીજું આખું વર્ષ આરામમાં ગયું. આમ પોતાની અનિયમિત અને ખોટી ટેવોને લીધે એમને બે વર્ષ ખોવાં પડયાં.

નગીનદાસ પારેખ.

૮૮.

બધા લોકો ખૂબ ઉત્સાહથી ન્યાયાધીશ તરફ જોઇ રહ્યા છે. લોકો પોતપોતાનાં કામ છોડીને, દુકાનદારો પોતપોતાની દુકાનો બંધ કરીને, ત્યાં એકઠા થયા છે. માત્ર ચુકાદો સાંભળવા માટે, સર્વનાં હૃદયોમાં અનેક પ્રકારના ભાવો ક્રાન્તિ મચાવી રહ્યા હતા. કોઈ કહેતું હતું કે છોડી દેશે, કેમકે મોટા માણસ છે એટલે ઘણે ભાગે પૈસાથી કામ પતાવી દીધું હશે; અને કેટલાક કહેતા હતા કે ના, ફાંસી થશે, કેમકે સાક્ષીઓના પુરાવા મજબૂત પડયા છે. એમાં કેટલાક એવા પણ હતા કે જેમને એણે ખૂબ હેરાન કર્યા હતા અને રૂપિયા લીધા સિવાય નોકરી આપી નહોતી. તેઓ કહેતા હતા કે ઠીક થયું, એની તો આજ દશા થવી જોઇતી હતી. લોકોનો સમુદ્ર ઉભરાયો હતો અને ન્યાયાલયમાં જગ્યા નહિ મળવાથી બહાર ખૂબ ભીડ જામી હતી. તેમને સખ્ત તાપની ચિન્તા નહોતી. બધાની આંખો અને કાન ન્યાયાધીશ તરફ લાગ્યાં હતાં.

( મૂળ લેખક ધર્મેન્દ્રવીર શિવહરે )

૮૯.

કાશ્મીરનાં ઊંચાં ગિરિવરો અને ખીણો ઉપર હું એટલો બધો મુગ્ધ હતો કે પાછા તરત ત્યાં જવાનો મેં નિશ્ચય કર્યો. અનેક પ્રવાસના ઘાટ ઘડયા. આમાંનો એક તો ટિબેટના અલૌકિક સરોવર માન સરોવરની પાસેજ આવેલા હિમાચ્છાદિત કૈલાસની યાત્રાનો વિચાર હતો. એ વિચાર માત્રે હું આનંદથી ઉભરાતો. એ વાતને

તો અઢાર વર્ષ થયાં, છતાં આજે પણ કૈલાસ અને માનસરોવરથી હું એટલો ને એટલો જ દૂર છું. હું તો અનેકવાર કાશ્મીર જવાની ઘણીયે ઈચ્છા છતાં કદી પાછો કાશ્મીર જઇ શકયો જ નથી, અને રોજરોજ રાજકાજના અને લોકસેવાના વમળમાં વધારે ને વધારે ગૂંથાતો ગયો છું. ગિરિવરો ચઢીને અથવા દરિયા ઓળંગીને મારી પ્રવાસલાલસા તૃપ્ત કરવી પડી છે. અને છતાં, એવા પ્રવાસોના ઘોડા હું ઘડયા જ કરું છું. એ આનંદ જેલમાં પણ કોણ લઇ શકે એમ છે? અને જેલમાં બીજુ કરવાનું પણ શું હોય? એટલે હજી હું એ દિવસોનાં સ્વપ્નાં જોઉ છું કે જ્યારે હિમાલયમાં રખડતો રખડતો માનસરોવર અને કૈલાસનાં દર્શનના મારા મનોરથ હું પૂરા કરી શકીશ.

મૂળ લેખક : જવાહરલાલ નહેરૂ
ભાષાંતર કર્તા : મહાદેવ દેસાઇ

૯૦:

મારી માને પિતાશ્રીનું આ આતિથ્ય બહુ ગમતું નહિ, પણ એનું આ બાબતમાં કંઈ ચાલતું નહિ. અમારા પિતાશ્રીનો સ્વભાવ બહુ પ્રેમાળ હતો. વળી એમને લોકોની પૂછપરછ કરવી, તેમની સાથે સુખદુ:ખની વાતો કરવી એ બાબતની એક ઘેલછા જ જાણે લાગી હતી. એમનો ઘણો ખરો વખત લોકોને ગોળપાણી આપવામાં અને તેમની સાથે વાતો કરવામાં જતો. કામનો ઘણોખરો ભાર મા પર પડતો. માને ઘરમાં બાળકોની સંભાળ રાખવા ઉપરાંત ઘર પાછળની ખેતી તથા ઘીરધાર ઉપર પણ કેટલુંક ધ્યાન આપવું પડતું. આ કારણથી માને તનતોડ મહેનત કરવી પડતી, અને અમો છોકરીઓનું આગળ શું થશે, સારાં સ્થળ મળી અમારાં લગ્ન કેમ થશે તેની ચિંતા કરવી પડતી. નાનપણથી જ માને કેમ મદદ કરી

શકાય અને તેની ચિંતામાંથી તેને કેમ છોડાવી શકાય, એ વિષે મારા મનમાં સતત વિચાર ઘોળાતા, પણ માત્ર એવા વિચારથી જ હું માને વધારે મદદ કરી શકતી નહિ.

(અનુવાદિકા) સૌ. ગોમતીબહેન મશરૂવાળા.

૬૧.

હવે આ કામદારોની ગુલામો રાખનારા વેપારીઓના ગુલામો સાથે જરા સરખામણી કરી લઈએ. જ્યારે ગુલામનો માલિક ગુલામ વેચનારા પાસેથી એક ગુલામ ખરીદે છે, ત્યારે તે માણસ નહિ પણ મજૂરી ખરીદે છે, કેમકે તેને તો પેલો ગુલામ મજૂરી કરવાની કેટલી શક્તિ ધરાવે છે તેની જ સાથે માત્ર કામ હોય છે. આ રીતે ખરીદવામાં આવેલો ગુલામ પોતાની મજૂરીથી જે જે કંઈ ઉત્પન્ન કરે છે તે બધાની માલીકી તેના શેઠની મનાય છે. તેનો શેઠ એ ગુલામના પાલણપોષણનું ખર્ચ થાય છે તે ગુલામની જ મજૂરીમાંથી કાઢે છે; એટલું જ નહિ પણ તે તો વળી બાકી જે વધે છે તેની ઉપર પોતાનો ગુજરો કરે છે. ગુલામ અને તેના ધણીની વચ્ચે દોલતની જે રીતે વહેંચણી થાય છે, તેજ રીતની દોલતની વહેંચણી શું આપણા ઉદ્યોગપતિઓ અને મજૂરો વચ્ચે નથી થતી? જરૂર એમજ થાય છે તે મેં તમને પહેલાંજ બતાવ્યું છે. પરંતુ ગુલામોના માલિક અને આદ્યોગિક ખાતાંના માલિકોની વચ્ચે બીજી સરખામણી કરતાં જણાશે કે હાલના ઉદ્યોગપતિઓ તો પોતાનાં માનવયંત્રો માટે ઓછામાં ઓછું ખર્ચ કરે છે.

મૂળ લેખકઃ "મધ્યમવર્ગી"

૬૨.

શાળાનું મકાન ખુલ્લી હવામાં એકાંત જગામાં હોવું જોઈએ. ખુલ્લા ચોગાનમાં સારી હવાને લીધે સ્ફૂર્તિ સારી રહે છે. માણસની

અવર જવર તથા ગાડાં કે ગાડીઘોડાની આવજા તથા વેપારની ધમાલને લીધે વિદ્યાર્થીઓ બરાબર ધ્યાન આપી શકતા નથી. નાના બાળકનું ધ્યાન ચંચળ અને અનૈચ્છિક હોવાથી અવાજને લીધે તે તરફ તેનું મન સ્વાભાવિક રીતે ખેંચાય છે. જો કે મોટી ઉમરના વિદ્યાર્થીઓ ચિત્ત એકાગ્ર કરી શકે છે, છતાં તેમને પણ ચિત્તનો વિક્ષેપ થાય છે; તેથી થોડી વસ્તીવાળા લત્તામાં મકાન હોય તો શાંતિને લીધે વિદ્યાર્થીઓ સારું ધ્યાન આપી શકે છે. મોટા શહેરમાં ઘાડી વસ્તી, માલની અવરજવર તથા મોટર, ટ્રામ અને ઘોડાગાડીઓને લીધે ઘણો અવાજ થાય છે, અને તેથી વિદ્યાર્થીઓને બરાબર ધ્યાન આપી શીખવાનું મુશ્કેલ થઈ પડે છે. જો ગામ મોટું હોય તો જ નાનાં છોકરાં માટે તેની વચમાં તેમને માટે મકાન પસંદ કરવું. તેની આસપાસ સૃષ્ટિ સૌન્દર્ય હોવું જોઈએ કે તેની શાંત અસરને લીધે તેમને કુદરતની લીલાપર પ્રેમ ઉત્પન્ન થાય.

મૂળજીભાઈ ચોકસી.

[illegible] વ્યક્તિતત્વની ભાવનાના સ્વીકારથી ઘણા ઘણા પ્રશ્નોના દૃષ્ટિકોણ બદલાયા છે; અને ઘણી ઘણી સમાજની રચનાઓ ફેરવવાની જરૂર પડી છે. આવતી કાલની રચના રચવામાં પુરુષ એકલો સૃષ્ટાને સ્થાને નહીં હોય, એકલી સ્ત્રી પણ નહીં હોય. પણ એ બન્નેના વ્યક્તિત્વના એકીકરણથી બનેલું એક જ બળ એ સૃષ્ટિને સરજાવશે. તેથી પુરુષ પુરુષ મટવાનો નથી. એથી સૃષ્ટિમાં સંકુચિતતા વધવાની નથી ને સત્તાના તરફડાટથી આવતી અશાંતિ પણ આવવાની નથી. એથી આવશે માત્ર એક નિર્મલ અને સુખકર સામ્રાજ્ય, સંકોચ વિનાનો વિશ્વાસ અને સમા-

નતાની ભાવના અને ત્યારે જ જગતની પ્રગતિના કદીએ ન પહોંચાયેલા આદર્શની નિકટ કંઈક અંશે આપણે જઈ પહોંચીશું.

લીલાવતી મુનશી.

## ૯૪.

આપણા દેશમા તો હાલ આવી મતાન્તરક્ષમા રાખવી એ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા ને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઇ પડયું છે અને જ્યાં સુધી એ બન્નેનું સમાધાન થયું નથી ત્યાં સુધી આપણે જો મતાન્તરક્ષમા નહિ રાખીશું તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે. આપણામાં જૂના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠા જ છે. અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલી છે; અને જો તેમાં આપણે ભોળવાયા તો પછી આપણા કુસંપનો કાંઇપણ પાર રહેવાનો નથી. અત્યારમાં જ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલાવા લાગ્યા છે, અને અમે ઊંડા ખેદથી જોઈએ છીએ કે એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુજ પાસે આવતો જાય છે.

નવલરામ.

## ૯૫.

કુશલતાને લોક વાહવાહ કહે ખરા, પણ અધીન તો સદ્‌વૃત્તિને જ થાય. અમુક પ્રકારની બુદ્ધિ કે કુશળતા એ જેમ સદ્‌વૃત્તિ નથી, તેમ ગમે તેટલી વિદ્યાનો ભંડોળ પણ સદ્‌વૃત્તિ નથી. આપણાં પુરાણુમાં જોઇએ તો રાવણ ચાર વેદ ભણેલો મહાપંડિત હતો પણ સદ્-

વૃત્તિનો તેનામાં છાંટો પણ હતો નહિ. ઇતિહાસમાં જુઓ તો ઔરંગઝેબ ઘણો વિદ્વાન હતો, પણ તેની દગલબાજી અને ક્રૂરતા બહુ તિરસ્કાર કરવા જેવી હતી. વિદ્યાથી જો સદ્‌વૃત્તિ ન આવે તો તે વિદ્યા કાંઇ કામની નથી, ને વિદ્યા હોય માટે સદ્‌વૃત્તિ હોય એમ માનવું એ ભૂલ છે. જેમ વિદ્યા એ સદ્‌વૃત્તિ નથી, તેમ પૈસાને કે સમૃદ્ધિને પણ સદ્‌વૃત્તિ જોડે સંબંધ નથી; એ તો નબળા મનના માણસના હાથમાં ઊલટાં સદ્‌વૃત્તિને બદલે અતિદુષ્ટ સાધન થઇ પડે છે. અધિકાર, પદવી, કશાથી સદ્‌વૃત્તિ આવેલી ગણાતી નથી. સદ્‌વૃત્તિ પોતે એવી વસ્તુ છે કે તેનાથી બુદ્ધિ, વિદ્યા, પૈસો, અધિકાર, પદવી, બધાં દીપી શકે છે; તેના વિના એ બધાં લૂખાં નકામાં અને ઘણીવાર ખોટે રસ્તે લઇ જનારાં નીવડે છે.

મણિલાલ દ્વિવેદી.

## 1.

Mahommed was one day sleeping alone at the foot of a tree, at a distance from his camp, when he was awakened by a noise, and beheld Durthur, a hostile warrior, standing over him with a drawn sword. "Oh, Mahommed," cried he "who is there now to save thee?" "God," replied the Prophet. Struck with conviction, Durthur let fall his sword, which was instantly seized upon by Mahommed. Brandishing the weapon, he exclaimed in turn, "Who is there now to save thee, oh Durthur?" "Alas, no one" replied the soldier. "Then learn from me to be merciful." So saying, he returned the sword. The heart of the warrior was overcome. He acknowledged Mahommed as the Prophet of God, and embraced the faith.

**Irving.**

## 2.

A king, hunting in a dense forest and becoming very thirsty, looked about for water, and at last saw something dripping from the top of a tree. Thinking it to be rain-water which had fallen into a cavity of the tree, he stood up on the back of his horse, and caught the drops in a small cup. But it was not rain-water. His horse knew better. A huge cobra on the top of the tree was dashing its fangs against it, and its poison was falling in drops. And when the king was about to drink from the cup, the horse, to save his master, so moved that the cup fell [illegible]

king with his sword struck the horse on the neck, and killed his faithful steed

**Lal Behari Day**

### 3

In the Garden of Portia's Mansion at Belmont, the moon shone in splendour and the stillness was perfect The air was balmy with the scent of many flowers, and as Portia and her clerk stole up the garden they could not help feeling how different was this peace from the tension of the trial in court earlier in the day

A light was burning in the hall Portia being in that happy mood which never fails to attend the consciousness of having performed a good action saw it from the garden She pointed it out to Nerissa

How far that little candle throws its beams' she said in a voice full of pleasure ' So shines a good deed in this naughty world'

**(Longman's Tales from Shakespeare)**

### 4

Four bulls, which had entered into a very strict friendship kept always near one another and fed together. The lion often saw them, and as often had a mind to make one of them his prey, but, though he could easily have subdued any of them singly, yet he was unable to attack the whole alliance as knowing they would have been too hard for him and therefore contented himself, for the present, with keeping at a distance Atlast, perceiving no attempt was to be made upon them as

long as this combination held, he took occasion, by whispers and hints to foment jealousies, and raise divisions among them. This stratagem succeeded so well, that the bulls grew cold and reserved towards one another, which soon after ripened into a downright hatred and aversion; and, atlast, ended in a total separation. The lion had now obtained his ends, and as impossible as it was for him to hurt them while they were united, he found no difficulty, now they were parted, to seize and devour every one of them, one after the other.

**"Aesop's Fables"**

### 5.

Dhruva's father had two wives; the favourite Suruchi was proud and haughty: the second, his mother, Suniti was humble and gentle. While quite a child, Dhruva was contemptuously treated by Suruchi, and she told him that her own son Uttama would alone succeed to the throne. Dhruva and his mother submitted and he declared that he wished for no other honours than such as his actions would acquire. He was a Kshatriya, but he joined the society of Rishis and becoming a Rishi himself he went through a rigid course of austerities, notwithstanding the efforts of Indra to distract him. At the end he obtained the favour of Vishnu who raised him to the skies as the pole-star.

**Dowson**

### 6.

Narayan Hemchandra was innocent of grammar.

'Horse' was a verb with him and 'run' a noun I remember many such funny instances But he was not to be baffled by his ignorance My little knowledge of grammar could make no impression on him certainly he never regarded his ignorance of grammar as a matter for shame

With perfect nonchalance he said ' I have never been to school like you I have never felt the need of grammar in expressing my thoughts Well, do you know Bengali? I know it I have travelled in Bengal It is I who have given Maharshi Devendranath Tagore s works to the Gujarati-speaking world

**Mahatma Gandhi**

7

One day Pnatik lost his lesson book Even with the help of books he had found it very difficult to prepare his lessons But, now, it became impossible Day after day the teacher caned him unmercifully He became so abjectly miserable that even his cousins were ashamed to own him They began to jeer and insult him more than even the other boys did Atlast he went to his aunt and told her that he had lost his book

With an expression of the greatest contempt she burst out 'You great clumsy, country lout! How can I afford to buy new books five times a month when I have my own family to look after?'

**Rabindranath Tagore.**

to him his sight. He then knelt down and prayed that he should live to see his grandson in the enjoyment of kingly powers Thus he wisely secured, by asking for the grant of a single boon, sight, long life and prosperity.

**(From a Question paper)**

**10**

One day, about noon, going towards my boat, I was exceedingly surprised to see the print of a man's naked foot on the shore, which was very plain to be seen on the sand I stood like one thunderstruck, or as if I had seen a ghost I listened I looked round me, but I could hear nothing, nor see anything I went up to a rising ground to look farther I went up the shore and down the shore, but I could see no other impression but that one. I went to it again to see if it might not be my fancy, but there was exactly the print of a foot—toe, heel, and every part of a foot How it came there I knew not, nor could I in the least imagine But after innumerable fluttering thoughts, like a man perfectly confused I came home to my fortification terrified to the last degree, looking behind me at every two or three steps, mistaking every bush and tree, and fancying every stump at distance to be a man

**Daniel Defoe**

**11.**

In his dealing with his subjects he showed himself always a just, if also a stern man He could be kind-hearted He was self-controlled and seldom acted in

passion or impetuosity save when he was drunk; for he was a heavy drinker. He looked after the health and general welfare of the people. Among other considerate actions he built at his own expense rest-houses for travellers in most part of his dominions. He was interested, too, in social reforms and by restrictive legislation tried to stop the ruinous expenses which Hindu fathers were, by time-honoured custom, obliged, to incur on the marriages of their daughters.

**( Longman's Heroes of Rajasthan)**

**12.**

The man replied, "I am a Bania. I was tolerably rich, but as I was returning home from a long travel with plenty of jewels and gold and money, my caravan was completely robbed by highwaymen. I have to get my sister married just after a fort-night, but now I cannot proceed with the wedding. I have absolutely no means now to procure money, even on credit, and hence to save my name and reputation I am putting an end to my life." Kashiraj said, "Well, my friend, I am a poor sadhu. Once I was myself very rich, and I could then have relieved you by giving tens of thousands. But that cannot now be. I cannot now give you even a copper. I can offer you only solace and so my advice to you is to wait. A time may come when you may regain your wealth and them you may fulfil your promise of wedding."

